# પશુ-હક રક્ષક.

ભાગ ૧ લો.

## મુંબઈની જાનવરો ઉપરનું ઘાતકીપણું અટકાવનારી મંડળીએ રૂ ૩૦૦નું ઇનામ આપી ખાસ રચાવેલો રસાલો.


રચનાર,

**દાદી એદલજી તારાપોરવાળા.**

["માસિક મનહર"ના અધિપતિ; "પતિવૃતા બાયડી," "મોટ ઘેરનાં મેહેરબાઈ," "કીર્તિ સંગ્રહ," "શરાબ, તારૂં ખાનું ખરાબ!" "દાદી દોહરા સંગ્રહ," કોલેરા વિષે નિબંધ," "પાકદામન પીરોજા," "ગુલચેહેર," "તારાપોરવાળા વિકાજી મેહેરજીનાં ખાનદાંનની તવારીખ," "પીરોજા કેમ પરણી?" ઈત્યાદિના કર્તા.]



છપાવી પ્રગટ કરનાર,

**મુંબઈની જાનવરો ઉપરનું ઘાતકીપણું અટકાવનારી મંડળી.**


**દોહરો.**

ખલ્ક ખોટાં કામથી, દંડે જો દરબાર;
કેમ પશૂને પીડતાં, કોપે નહિ કિરતાર?


મુંબઈ:

જામે જમશેદ સ્ટીમ પ્રેસ મધ્યે મીશીયર્સ જાંહાંગીર બી. મરઝબાનની કાં૰ એ છાપ્યો છે.

ઈ૰ સ૰ ૧૮૯૬.

**કિમ્મત બે આના.**

# અર્પણ પત્ર.

---

નામવર સખી અકાબર
સર દિનશાહજી માણેકજી પીટીટ, બારોનેટ-
સાહેબ, જેઓએ
શું હમકોમ કે પરકોમના હિતાર્થે
પોતાની જવાન વયથી તે
આજની માનવંત
બુજર્ગી સૂધી
સેંહેકડો પરોપકાર કીધા છે, તથા ખસૂસ કરીને મૂગાં
જાનવરો ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવવાને
"બાઈ શાકરબાઈ દિનશાહ પીટીટ
ઑસ્પીટલ ફૉર આનીમેલ્સ"
બંધાવી લાખો રૂપિયા ખરચી
બીજા માતબરોને પ્રાણીઓ તરફ રેહેમ
બતાવવા વિષે તારીફ લાયક મૂંગો
બોધ આપ્યો છે, તે સર્વ પરોપ-
કારથી પ્રફુલિત્ત થઇ, આ લઘુ
"પશુ-હક રક્ષક" પોથી
એ નામવર હિંદી ઉમરાવને
ખાસ પરવાનગીથી
અર્પણ કરૂં છું.

દા૦ એ૦ તારાપોરવાળા.

# પ્રસ્તાવના.



યૂરોપમાં જાનવરો ઉપરનું ઘાતકીપણું અટકાવનારી મંડળીઓ કેવી જાહેર ફરજો બજાવે છે? આ સવાલનો જવાબ જેઓને યૂરોપની પ્રજાનાં પ્રાણીઓ તરફનાં દયાળુપણાનો જાતિ-અનુભવ હશે તેઓજ આપી શકશે. આપણા દેશમાં મૂગાં પશૂ-પંખીઓ ઉપરનું ઘાતકીપણું અટકાવવા માટે ઉભી થયલી મુંબઇની મંડળી, વાજબી રીતે બોલિયે તો, ગમે એવી પગભર છતાં હજી બચગીમાં છે. ક્રોડો રૂપિયાની થાપણો ધરાવતાં યૂરોપનાં એ કીસમનાં ખાતાંઓ જોડે સરખાવતાં આપણી મુંબઇની જાનવરો ઉપરનું ઘાતકીપણું અટકાવનારી મંડળી એક "બચ્ચાં" જેવી લેખાશે, પણ તેથી તેની અગત્યતા ઓછી થતી નથી. યૂરોપની એવી હાલની મોટી સોસાયટીઓ પણ પ્રથમ ન્હાના પાયાપર શુરૂ થવા કેડેજ આજે આ પંક્તિએ પુગી છે.

વિલાયતમાં પ્રાણીઓ ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવનારી મંડળી પ્રજાનું દર વર્ષે જેવું ધ્યાંન ખેંચેછે, તેવું બીજું કોઇ ખાતું ખેંચતું નહિ હશે. મૂગાં પશૂઓ ઉપર થતું કૂરપણું ઓછું કેમ થાય અને એ પ્રાણી-વર્ગનાં સુખનાં સાંધણો દર દહાડે કેમ વધે, તે ઉપર દિન ઉગે ત્યાં નવું ને નવું અજવાળું પાડવાની ખાસ કોશેષ કરવામાં આવે છે. ત્યાંની એ કીસમની સોસાયટીઓ પુરતી ખોળ, તપાસ તથા વિચાર ચલાવ્યા પછી છેલ્લાં એવાં અનુંમાન ઉપર આવી શકી છે કે પ્રાણીઓ તરફ દયાળુ વર્તણુક રાખવાનું શિક્ષણ મોટી ઉંમરનાં માણસોને આપવાની કોશેષ કરવી એ મિથ્યા મેહેનત છે. જાનવરો તરફ દયાળુ રહેવાનું ન્હાંનાં બાળકોને બચપણુથીજ શિખવ્યું હોયતો મોટપણે તેઓ તે શિક્ષણનો સદ-ઉપ્યોગ કરેછે. એનાં કારણમાં ત્યાંના વિદ્વાન પુરૂષો કહેછે કે ન્હાનાં બાળકોને બચપણમાં જે વલાણ આપિયે, તે વલાંણ તેઓ તુરત પકડી પાડે છે. જેમ કુમળું ઝાડ જેવી રીતે વાળવા ચાહિયે તેવી રીતે વળી શકે છે, તેમ કુમળું ભેજું અને કુમળી નજર સારા કે માઠા માર્ગે

પર જેમ ચાહે તેમ તુરત ઉતરી શકે છે. યૂરોપની સોસાયટીઓનો એવો હેતૂ કેવો અને કેટલો ફત્તેહમંદ ઉતર્યો છે તે ત્યાં થતા એ સોસાયટીઓ તરફનાં ન્હાનાં બાળકોનાં વાર્ષિક મેળાવડાઓમાં હાજર થતાં લાખો બાળકોની ગંજાવર સંખ્યાજ બતાવી આપે છે. ત્યાં દરેક જાહેર કેળવણી ખાતાંઓમાં શિખતાં બાળકોને સોસાયટી તરફનાં જૂદાં ખાસ શિક્ષણો અપાય છે, સોસાયટી તરફથી પશુ-પંખીઓ તરફ દયાળૂ રહેવાનાં હરીફાઇથી નિબંધો લખાવવામાં આવે છે અને તેમાં ફત્તેહમંદ ઉતરનારાંઓને સોનાનાં, રૂપાનાં તથા બીજી ધાતુનાં ચાંદો, ચોપડીઓ, સુંદર કીમતી વસ્તુઓ, ઇત્યાદિ ઇનામમાં અપાય છે. ત્યાંની જાનવરો ઉપરનું ઘાતકીપણું અટકાવ-નારી મંડળી, કે જે ઇંગ્લાંડનાં બાદશાહી કુટુંબની પેટ્રોનેજ ધરાવે છે અને નામદાર ડ્યુક આવ યાર્ક જેવા ભવિષનાં બ્રિટિષ તખ્તનાં ગાદી વારેસને પોતાના પ્રમુખ ધરાવવાથી મગરૂરી માને છે, તે, દર વર્ષે, એ રીતે જાહેર પ્રજાની જાણમાં આવતી રહે છે. બચપણથીજ ઉછરતાં બાળકો પ્રાણીઓ ભણી પ્રેરણાં રાખવાનું શિખે, તો મોટ-પણે તે પ્રેરણાં પણ મોટી થતી જાય એવો એ સોસાયટીઓનો મૂળ હેતુ પશુ-પંખિઓનાં બાબમાં ખરેખર બહુ લાભ-કારી છે.

અને તે હેતુ, જાનવરો ઉપરનું ઘાતકીપણું અટકાવનારી મુંબઇની મંડળીને કેવળ અનુકૂળ હોવાથી, તેજ ધોરણપર મંડળી કાંઇ પગલાં ભરે તો પ્રજા તે પગલાંને પોતાની પસંદગી આપ્યા વિના રહેશે નહિં એવી એ મંડળીનાં સેક્રેટરી તરીકે મારી સંપૂર્ણ ખાત્રી છે. આપણી તરફના માતબર હિંદુ ગ્રહસ્થો, જેઓમાં દાણાંનાં વ્યાપારીઓ, રૂનાં દલાલો તથા બીજા શાહસિક ધંધાદારીઓનો અમારી મંડળીને ટેકો છે, તેઓનું અમારી મંડળી જોડેનું જોડાણ પોતેજ દેખાડી આપે છે કે પ્રાણી-વર્ગ તરફની અચૂક દયાળુ લાગણી વગર તે હોયજ નહિં. એજ દાખલો અમારી મંડળીમાં પરમાર્થીપણે લાભ લેતા માનવંત યુરોપિયન, પારસી અને મુસલમાન સદગ્રહસ્થોને પણ લાગુ પડી શકશે. ઇ૦ સ૦ ૧૮૯૬નાં સાલની શુરૂઆતથી અમારી સોસાયટીએ એક-બે ન્હાનાં પગલાં આગળ ભર્યાં છે, જેમાંનું પેહેલું જૂદી જૂદી સ્કૂલો તથા કૉલેજોનાં વિદ્યા-ર્થિઓ વચ્ચે હરીફાઇથી ઇનામનાં રેસાલા લખાવી યોગ્ય ઉમેદવારોને

જાહેરમાં ઇનામ આપ્યાં તે છે. એ પગલાંઓ માહેલું બીજું પગલું આજની આ **પશુ–હુક રક્ષક** પોથી છે, જે એક જાણીતા બાહોશ પારસી કવિ–લેખક મી૦ દા૦ એ૦ તારાપોરવાળા કને કમીટીએ ખાસ રચાવી છે, અને જેને મી૦ તારાપોરવાળાએ સોસાયટીનાં સંતોષ વચ્ચે બહુ કાબેલ્યતથી રચી આપી છે. અમારી મંડળીનો હેતૂ પરિપૂર્ણ રીતે આ નિબંધદ્વારા મી૦ તારાપોરવાળાએ આપણી ઉછરતી ઓલાદને સમજાવવાની સ્તુતિપાત્ર કોશેષ કીધી છે, કે જેનો ખરો ખ્યાલ, પાછળાં પૃષ્ટો વાંચનારને આપ્યા વિના રહેશે નહિં.

આ નિબંધ રચી આપવાના બદલામાં મી૦ તારાપોરવાળાને અમારી મંડળીએ રૂ૩૦૦ નું ઈનામ ગયા એપ્રીલ માસમાં આપ્યું છે, જે એમની મેહેનત તરફ જોતાં, મારા વિચાર મુજબ, ખરેખર ન્હાનું ઇનામ છે; પણ તે વિષે મી૦ તારાપોરવાળાએ સ્હેજબી અસંતોષ બતાવ્યો નથી.

સાધારણ ગદ્ય–લખાણ કરતાં કવિતા કે ગાયન બચ્ચાંઓપર વધારે અસર કરી શકેછે, અને તે મોઢે કરવાથી તેઓના દિલમાં હમેશાં યાદગાર રહી જાયછે. આ હેતુ ધ્યાનમાં ધરીને મી૦ તારાપોરવાળાનો આ **પશુ–હુક રક્ષક** રેસાલો કવિતા રૂપે રચાવ્યોછે. મી૦ તારાપોરવાળાએ રચેલા આ નિબંધને અમારી સોસાયટી પોતાની એક Text Book (મૂળ–ગ્રંથ) તરીકે આપણાં શેહેરની દરેક સ્કૂલમાં દાખલ કરાવવા ચાહે છે, એવા હેતુથી કે બચપણથીજ બાળકોનું ધ્યાન મૂગાં–પશુ–પંખીઓ તરફ ખેંચાયલું રહે અને મોટપણે તેઓ ક્રૂર થતાં અટકે. જાનવરો ઉપરનું ઘાતકીપણું અટકાવનારી યૂરોપની મંડળીઓ પણ પોતાનો હેતુ પાર પાડવા માટે જે પેહેલું પગલું ભરેછે, તે ન્હાનાં બાળકોને એ કીસમનું શિક્ષણ આપવાનુંજ ભરેછે, જે કોશેષ ત્યાં ઘણી ફત્તેમંદ ઉતરીછે. યૂરોપની પ્રજા પ્રાણીઓ તરફ બહુ દયાળુ છે. એવી પ્રેરણા બુદ્ધિ આપણા દેશીઓમાં બધેબધ ઉભી થયલી જોવાને અમારી સોસાયટી અત્યાતૂર છે.

એકવાર મનના કાબૂઓ જડ થઇ ગયા પછી ગમે એવું સાબુત શિક્ષણ ભેજાંપર ઠસતું નથી અને તેથીજ જે ચીજ મોટાં મનુષ્યોપર મોટપણે અસર કરતી નથી, તે ચીજ અકસર કરીને ન્હાનાં બાળકોપર

બચપણમાં ઝટ અસર કરી શકેછે, આ ખ્યાલને "કવિતા" વગર બીજી કોઈ રીત રૂચી ન શકે, એટલાં માટે મી૦ તારાપોરવાળા, જેઓ કવિતા રચવાની ખરા કાયદાસરની સમજ ધરાવેછે, તેમની કને પશુ-હક રક્ષક પોથી સોસાયટીએ રચાવી ખર્ચનાં પ્રમાણમાં નજીવી કિમ્મતે જાહેરમાં મૂકીછે, જે પગલું પ્રજાની કેવી પસંદગી પામેછે તે જોઈ વળવાનું ભવિષ્યપર લટકેલું છે.

આ નિબંધ, ખાસ કરીને બાળકોને ઉપયોગી હોવાથી તેમાં સ્હેલી રાગ-રાગણીઓપર વિશેષ ધ્યાન આપવામાં આવ્યુંછે, તોપણ, તેની રચનાં નિબંધ-કર્ત્તાએ એવી બાહોશીથી કરીછે કે એક બાળક, એક સ્ત્રી કે એક પુરૂષ કોઈને પણ તેમાંથી પોત-પોતાને પસંદ પડતું કાંઇ ને કાંઇ મળી આવે. મી૦ તારાપોરવાળાએ સઘળીજ રાગણીઓ કાંઇ સ્હેલી મૂકી નથી, પણ "પંચમેલ ફરકું" પિરસ્યું છે, જે શું ન્હાનાં કે મોટાં સર્વને અનુકુળ થઈ પડશે એવી તેઓ આશા રાખેછે.

જે જે સ્કૂલોમાં સોસાયટી તરફથી આ પશુ-હક રક્ષક પોથી દાખલ કરવામાં આવે, તે સ્કૂલોના શિક્ષકોને નમ્ર અરજ કરવામાં આવેછે કે પોતાને ત્યાં શિખતાં બાળકો આ પોથી તરફ બેદરકાર નહિં રહેતાં તેનું ધ્યાનપૂર્વક મનન કરે એવી સંભાળ રાખવી અને મંડળીનાં પરોપકારી હેતુનો પ્રસાર કરવામાં નિર્વિઘ્ને સ્હાય થવું.

આગસ્ટ, ૧૮૯૬.

કાવસજી મેહેરવાનજી સરાફ.

મુંબઈની જાનવરો ઉપરનું ઘાતકીપણું અટકાવનારી મંડળીના સેક્રેટરી તથા ખજાનચી.

# અનુક્રમણિકા.

# પશુ—હક રક્ષક.



## ઇશ્વર સ્તુતિ.



### ગજલ—બિહાગ.

( રાહ ): " પરસ્તિસને ખરે લાયક અહુર દાદાર બસ તું છે."

જગત છે કુલ પ્રજા તારી, ખરી સરકાર બસ તું છે,
ગનીને કે ગદાને દાદનો દેનાર બસ તું છે. ૧.
પવન કુલ પ્હાડ કે પાણી, સુરજ ને " રાતની રાણી;" [૧]
ઉભેલાં આ અધર કુલ આભનો આધાર બસ તું છે. ૨.
અરે સાહેબ મ્હા દાના ! અમે સૌ માનવી કયાંના ?
અમારી દીન ને દુનિયાં તણો રચનાર બસ તું છે. ૩.
અમર સાહેબ ઓ નામી ! નથી તુજ કામમાં ખામી;
જગે કુલ શાહનાં શાહો ઉપર બલદાર બસ તું છે. ૪.
લખો ભૂલો અમે કીધી, નહીં તેં ધ્યાનમાં લીધી;
દયાનો તો અરે દરિયાવ ને ભંડાર બસ તું છે. ૫.
અમોને પ્રીતથી પાળી, બદી જડ—મૂળથી ટાળી;
અમારી દાદના લેનાર સત દાદાર બસ તું છે. ૬.
પશુ—પંખી કુલે પ્યારાં, નથી તુજ રાહથી ન્યારાં;
ચરંદાં ને પરંદાંના જગે કિરતાર બસ તું છે. ૭.
મતી દીધી સદા સારી, અમોને આપવા યારી;
ફના છે સૌ—અમર સત એક નીરાકાર બસ તું છે. ૮.
પરસ્તિસ તાહરી કરિયે, નહીં અમ કોલથી ફરિયે;
ખુદાયા ! ખલકનો કુલ પાક પાલણહાર બસ તું છે. ૯.
સુખી સેજે બિછાવી પુર, દુઃખોથી તું કરે છે દુર;
વખત આશાન મુશ્કિલનો ખરે કરનાર બસ તું છે. ૧૦.

---

૧ ચંદ્રમાં; મહાઓળખતાર.

ગગન કે પૃથ્વિનાં પ્હાડો, નદી—નાળાં અને ઝાડો;
નિયમસર તેમને જગ માંહ્ય ગોઠવનાર બસ તું છે. ૧૧.
ખરે ગેબી ગતી તારી, ભુલે છે કુલ મતી મારી;
અમારો ખલ્કમાં દાદાર! અન—દાતાર બસ તું છે. ૧૨.
અમર સાહેબ ઓ પ્યારા! દિલે દિલજાનના ક્યારા!
કુલે સંસારના સરદાર ઓ કરતાર! બસ તું છે. ૧૩.

**દોહરો.**

આભારી તારા છિએ, તન—મન થકી તમામ;
તેંજ અમોને આપિયાં, હાડ, માસ ને ચામ.

---

## મૂગાં પશૂઓનું રક્ષણ કરો!

( રાહ ): "ચાલ બ્હેન ચોખાની રોટી કરતાં શિખવા જાઇયે."
ઉઠો સખીઓ પ્રાણીઓને પ્રીત ધરીને પાળિયે;
પશુ બચારાં વણ વાચાનાં તેને નિત સંભાળિયે—(ટેક)
પરમેશ્વરના માની પાડ,
લડાવિયે પ્રાણીને લાડ;
આપણને ઉપયોગી રોજ,
બળદ ઉપાડે છે બહુ બોજ;
ઘોડા, ગાડીમાં જોડાય,
ગાય જુઓ પય[1] મીઠું પાય—
તેનાં દુ:ખડાં ટાળિયે—ઉઠો૦ ૧.
પ્રાણીપર સઘળો આધાર,
પ્રાણીથી ચાલે સંસાર;
જડે જગતમાં દહાડી[2] ધાન,
એથી એતી આબાદાન;
વ્યાપારી ચાલે વ્યવહાર,
તોય પશુપર મૂગો માર!—
ભાવ ધરીને ભાળિયે—ઉઠો૦ ૨.

---

૧. દૂધ. ૨. નિત્ય; દરરોજ.

પ્રાણીપર રાખે નિત પ્રીત,
તોજ સજનની રૂડી રીત;
આપણને જો મારે કોઇ,
તુરત પડીશું કેવાં રોઇ?
પ્રાણીનો પણ તેવો પ્રાણ,
નહીં દુઃખવિયે જાણુ-અજાણુ;
ચિતમાં ચેતી ચાલિયે—ઉઠો૦ ૩.

જિવતાં એ આપે છે હામ,[1]
મુવા પછી પણ આવે કામ;
હાડ અને પ્રાણીનાં ચામ,
ઉપજાવે છે મોટું દામ;
ઉપ્યોગી છે કેવું આય?
કોણ નહીં એથી હર્ખાય?—
ગુણ એનાં કાં ગાળિયે[2]—ઉઠો૦ ૪.

દેશ તણી દોલત છે એજ,
દેશ તણે એથી છે તેજ;
પ્રાણી છે સત આશિર્વાદ,
પરમેશ્વરનો નેક પ્રસાદ;
મહિમા છે પશુઓનો મ્હાન,
દયા ધરી એ પર દિલ-જાન—
જુલમગારને વાળિયે—ઉઠો૦ ૫.

**દોહરો.**

સંસારે નિત સાચવો, રૂડી સજનની રીત;
હૈયે હીત વશાવિને, ધરો પશૂ પર પ્રીત.

---

૧. હિમ્મત. ૨. છુપાવિયે.

# તમે જુઓ જનો સૌ પ્યારથી.



### ગરબી.

( રાહ ): " પ્રેમની, પ્રેમની પ્રેમની રે, મને લાગી કટારી પ્રેમની."

પ્યારથી, પ્યારથી, પ્યારથી રે,
તમે જુઓ જનો સૌ પ્યારથી—(ટેક)

અમે તમારી સેવા કરિયે,
ન્હાનો હતા તમ ત્યારથી રે—તમે૦ ૧.

સ્થિતિ અમારી બહુ થૈ માઠી,
જુલમ વધ્યો જન જ્યારથીરે—તમે૦ ૨.

રક્ષણ હિંદ અમારૂં આગળ,
કરતું નેક વિચારથી રે—તમે૦ ૩.

આજ નથી અવસર શુભ તેવો,
હિણાઈએ નર–નારથી રે—તમે૦ ૪.

કરો તમે ઉપકાર અમોપર,
દાઝી દિલે ઉદારથી રે—તમે૦ ૫.

પશુ તણો આધારજ આદમ,
અમે ચુકયાં કહિ કયારથી રે—તમે૦ ૬.

રક્ષણ–શાળા સ્થાપો અમની,
જર દઈ પરોપકારથી રે—તમે૦ ૭.

બંધાવો અમ કાજે ધારા,
અર્જ કરી સરકારથી રે—તમે૦ ૮.

હે શ્રીમંતો! દાદ લિયો કૈં,
રાખો જગે કરારથી રે—તમે૦ ૯.

વણુ વાચાનાં છિએ અમે તો,
અને તમે પરમારથી રે—તમે૦ ૧૦.

દયા કરો દિલજાન ઉપર અમ,
જોશો ફળ કિર્તારથી રે—તમે૦ ૧૧.

દોહરો.

"દયા મૂળ છે ધર્મનું," દયા એજ છે દાન;
મયા વિનાનું માનવી, સઢ વિન વ્હાણ સમાન.

---

## ધરો પશૂપર પ્યાર.

મુલ્તાંની–પદ.

(રાહ): "કબ સમરોગે રામ, સાંઇજી, કબ સમરોગે રામ."

ધરો પશૂપર પ્યાર, જનો સૌ, ધરો પશૂપર પ્યાર—(ટેક)
ખેતીનાં ઉત્તમ ધંધાનો, એજ પશૂ આધાર;
ઉપયોગી એ બહુ આપણને, એ પર સૌ સંસાર. ૧.
આશ્રય છે એને આદમનો, કોણ બિજો દેનાર?
ઓ જરદારો! ઓ સરદારો! કરજો પરોપકાર. ૨.
દેશોદયનો એજ દિવો છે, એ વણ સૌ અંધકાર;
જે ભવ રાખે પ્રીત પશૂપર, તે ભવ સફળ થનાર. ૩.
પશૂ તણી હત્યા છે મોટી, પણ છે ધર્મ અપાર;
પિડા ઘણેરી પામે પ્હેલો, બીજો સ્વર્ગ જનાર. ૪
એજ પશૂપર સર્વે ટક્યાં છે, ધન–દોલત–વ્યાપાર;
ઓ દિલ–જાન જરા લે ચેતી, કેમ થશે ભવ પાર? ૫.

દોહરો.

રક્ષણ પ્રાણીનું કરો, ઝટપટ તજો ઝનૂન;
પંડે પ્રભૂ રિઝાય છે, પ્રાપ્ત થાય મસ પૂન.

---

# પશૂ વિના પૃથ્વિ નકામી છે.

## મરાઠી ચાલની સાખી.

(રાહ): "જ્યારે બદકારો રાખે છે, મુજપર કીનો ભારી."

અન્ન તણો આધાર પશૂપર, બળ ખેતીનું મોટૂં;
પશૂ વિના હળ ખેડે શાથી? એ વણ સઘળું ખોટૂં. ૧.
એજ બળદનું બીજ હશે તો, ટળશે સંધી હાંણી;
લાભ તણી લ્હાણી લેવાને, રક્ષો એ શુભ પ્રાંણી. ૨.
હે સજ્જન! અંતરમાં કરજો, પશૂ તણે નિત પ્યારાં;
દેશ-ખેશને એજ કરે છે, સદા સુધી સુખિયારાં. ૩.
દલિદ્રતાથી એજ છોડવે, બળ પણ એજ બચાવે;
વૃદ્ધિકારક એજ પશૂ છે, સંસારે શોભાવે. ૪.
ગાય પાય પય વળતું તેનું, માખણ ને દહિ-ઘી છે;
કહો જગતમાં એથી વધતી, ઉત્તમ વસ્તૂ શી છે? ૫.
કાળ-ચક્રથી ઘેરેલા છે, પ્રાણી-વર્ગ બચારો;
કૃતજ્ઞતા ને કૃરપણાંથી, તમે ન એને મારો. ૬.
હિંસા પણ છે હાંણીકારક, સમજ ધરો સંસારે;
ધર્મી જન ધ્યાંને ઝટ ધરશે, પાળી પશુઓ પ્યારે. ૭.
ખુબીદાર દ્રવ્યોની પ્રાપ્તિ, થાય પશૂને અંગે;
સંપતિ એજ સરસ સંસારે, સદા ગ્રહો નિજ સંગે. ૮.
ચતુર પુરૂષ! ચિતમાં લે ચેતી, ખચિત માર્ગ તજ ખોટા;
પશૂ-પંખિની પ્રીત કર્યાથી, લાભ મળે છે મોટા. ૯.
ભારત કેરૂં એજ ભુષણ છે, બહુધા એજ બચાવો;
ઇશ્વરનાં આશિષ છે જાણો, લાભ મળે નહિ આવો. ૧૦.
મનુષ્યની સાધારણ બુદ્ધિ, નથી દયાથી ખાલી;
દયા-દાનને ગ્રહણ કરો નિત, સર્વ ચોંપથી ચાલી. ૧૧.
જે પરમેશ્વર તમ કેરો છે, તેજ પશૂનો જાંણો;
ત્યારે કેમ હરો છો બોલો, તેજ પશૂનાં પ્રાણો? ૧૨.
પશુ-રક્ષણથી દેશ કોઈ પણ, ભોગવશે આબાદી;
એને નવ નિર્થક જન માંનો, એ છે મહા પ્રસાદી. ૧૩.

પશુ, એજ છે પૃથ્વિ કેરો, સબળ-પ્રબળ શુભ પાયો;
તેજ દેશની બલિહારી છે, જ્યાં એ મકમ રચાયો. ૧૪
તર્ક-વિતર્ક અરે બાલકડાં! કરતાં પાર ન આવે;
'દયા એજ મુળ ધર્મ તણું છે,' ભણો વાક્ય એ ભાવે. ૧૫.
ખ્રિસ્તી કે કદિ હોય પારસી, મુસલમાન કે હિંદૂ;
'દયા,' એજ છે આ સંસારે, સર્વ ધર્મનું બિંદૂ. ૧૬.
જેવો જીવ ગણો પોતાંનો, તેવો પરનો જાંણો;
અંગ મહીં આ ગુણ આવે તો, બચે ઘણેરા પ્રાંણો. ૧૭.
જેવું નિજ જીવને દુઃખ થાશે, થાય બિજાને એવું;
મનમાં મક્કમતાથી કશતાં, કર્મ થશે નહિ તેવું. ૧૮.
વિચારવંતો કદી ન તજશે, પરોપકારી પ્રીતી;
અંગીકાર કરો અગ્રેસર, રૂડા સજ્જનની રીતી. ૧૯.
મહા-ત્માનો મોટો ગુણ શું? દૂઃખ ન પરને દેવું;
તેજ પગથિયે ચાલી તેવું, પગલું પંડે લેવું. ૨૦.
કૃતઘ્નતા કરવી નહિ લેશે, સજ્જનનો નહિ ધંધો;
એ દિલજાન છતી આંખોએ, નાં થઇ જા તું અંધો! ૨૧.

### દોહરો.

પાળ પશૂને પ્રીતથી, અવનીમાં ઇન્સાન!
દિનાનાથ દેશે તને, સરસ સ્વર્ગનું સ્થાન.

---

## દેશનું દળદર કેમ ફિટે?—બાળકોને બોધ.

### ગજલ-મુસ્તજાદ.

(રાહ): "એ નેક શાકરબાઇ, એ લાચારનાં વાલી."

એ બાળકો પ્યારાં! પશૂને પ્રીતથી પાળી, લો દેશને ટાળી;
માનો તમારી છે મતા આ સર્વથી વ્હાલી, લો દેશને ટાળી. ૧.
લાખો દુવા પંખી તણી સંભાળથી મળશે, આશા બધી ફળશે;
ભવ-પાપ પશૂ-ધર્મ બધાં નાખશે બાળી, લો દેશને ટાળી. ૨.

સાંધણ જુઓ સંસારનું મૂગાં પશૂંજ છે, શીલાય પૂંજ છે;
કુલ દૂર કરશે આ પશૂઓ વાદળી કાળી, લો દેશને ટાળી. ૩.
ખેડુત કેરો છે ખજાંનો આ મુગાં પ્રાણી, તેનાં ગુણો જાણી;
ઊછેરજો તે તત્વને નિત ભાવથી ભાળી, લો દેશને ટાળી. ૪.
એ પશૂ પર છે ટકેલો દેશનો આધાર, એથીજ જિર્ણોદ્ધાર;
છે ભરત આખો બગીચો ને પશૂ માળી, લો દેશને ટાળી. ૫.
જો પશૂ-પંખી ઉપર નિત પ્યાર ત્યાં કરશો, હસતે મુખે ફરશો;
તે જહાંનમાં પણ પામશો બસ ફૂલની જાળી, લો દેશને ટાળી. ૬.
શિખ આ સુણી દિલજાનની ભવને સફળ કરજો, દુ:ખડાં બધાં હરજો;
બસ દયાથી મારજો કુલ ગર્વને ઠાલી, લો દેશને ટાળી. ૭.

### દોહરો.

પ્યાર ધરીને પાળવા, દૂર કરો જો દુ:ખ;
તોજ મળે મૂગાં તણે, આ ધરણીનાં સૂખ.

---

## ધર પ્રાણી પર પ્રીત.

### કલ્યાણ.

( રાહ ): "ઓ ઇશ્વર! સંસારમાં, સુખ-દુ:ખ સૌને હોય."

ફરજ ગણી ઇન્સાનની, આપ ખંતથી ચીત;
દયા વશાવી દીલમાં, ધર પ્રાણી પર પ્રીત. ૧.
પરૂપકાર કરવા સદા, એજ સજનની રીત;
જમડો ઝટ ઝડપી જશે, ધર પ્રાણી પર પ્રીત. ૨.
જાલમ જોર સ્વભાવને, દયા-દાનથી જીત;
શું લાવ્યા-શું લૈ જવું? ધર પ્રાણી પર પ્રીત. ૩.
કર એવું સંસારમાં, ગવાય ગુણનાં ગીત;
પશૂ-પંખિનો ધર્મ લે, ધર પ્રાણી પર પ્રીત. ૪.
સફળ કરો સંસારને, બાંધી ભવની ભીંત;
અરજ કરૂં બસ એટલી, ધર પ્રાણી પર પ્રીત. ૫.

જગે ભલો જશ મેળવા, વાત તજી વિપરીત;
સુખ સંચરવા કારણે, ધર પ્રાણી પર પ્રીત. ૬.
આદમ! તું ઇન્સાન છે, સજ સારૂં, તજ છીત;
ઉત્તમ એજ ઉપાય છે, ધર પ્રાણી પર પ્રીત. ૭.
દયા બધા છે ધર્મમાં, પંડે કરો પતીત;
લક્ષણ એ નર શૂરનું, ધર પ્રાણી પર પ્રીત. ૮.
પર–ઉપકારી હોય તો, જગમાં જિવ્યું જીવીત;
ચતુર હશે તો ચેતજે, ધર પ્રાણી પર પ્રીત. ૯.
વાચા વિણ પ્રાણી વિષે, ભવે ન થઇશ ભ્રમીત;
દયા ધરી દિલ–જાનમાં, ધર પ્રાણીપર પ્રીત. ૧૦.

**દોહરો.**

સ્વારથિયો સંસાર છે, દયા–ધર્મ છે દૂર;
પરમારથ કરવો સદા, ચેતી ચાલ ચતુર!

---

## પશૂ—પંખીનો દરજ્જો વધારવા વિષે.

**ગારા–ગત.**

(રાહ): "રાત યક સપના મયને બદ અય પ્યારે આજ દેખા."

પશૂ ને પંખી પર નિત વ્હાલે પ્યાર કરિયે—(ટેક)
નવ લેશ કદી તેને દુઃખ દૈયે, નેક હાથે,
શુભ આશિષ તેનાં હરદમ લૈયે, હર્ષ સાથે;
દયા કુલે નરનાર કરિયે,
મૂગાંપર આભાર કરિયે;
ગૃહ તેનાં ગુલ્જાર કરિયે—પંખી૦
દીલ દિલદાર કરિયે,
જાન બલહાર કરિયે;
પશૂને સૂખ દઇને ઉંચ દરજ્જાદાર કરિયે—નવ૦

**દોહરો.**

પશૂ તણી પદ્ધિ વિષે, લૈયે જો સંભાળ;
દેશ તણી દોલત વધે, રાજે પરમ કૃપાળ.

---

# હે ઇનસાન ! પશૂ આપણાં આભારી નથી, પણ આપણે પશૂનાં આભારી છીએ.

## ગજલ—પિલુ.

(રાહ): " સરસ સૌથી પ્યરો રહેબર."

પશૂ—પંખી ઉપર આદમ ! બતાવો પ્યાર આ જગમાં;
ટકેલો એ ઉપર આખોજ છે સંસાર આ જગમાં. ૧.
ખુદાએ જેમ ઇન્સાંનો, કિધાં છે તેમ હેવાંનો;
મિનોઇ એક છે તે સર્વનો રચનાર આ જગમાં. ૨.
બધા ધર્મો બતાવે છે, " પશૂને જે સતાવે છે;
સદા તેની ગતી બૂરી, કરે કિરતાર આ જગમાં." ૩.
પશૂને પાળિયે પ્રીતે, લઇ લાભો રૂડી રીતે;
બિચારાં એજ સાંમો દે, ઘણો આધાર આ જગમાં. ૪.
નહીં કાં ચાહિયે પ્યારે, બધાં નર—નાર સંસારે !
પશૂનાં છે ઘણા આદમ ઉપર આભાર આ જગમાં. ૫.
પશૂથી દૂધ—દહિ—ઘી છે, સરસ ચિજ એ થકી શી છે ?
તમોને એ દિયે ઉત્તમ જુઓ આહાર આ જગમાં. ૬.
દયા **દિલજાન**માં રાખો, વચન એને ભલાં ભાખો;
જિગરની દાજથી એનો કરો સત્કાર આ જગમાં. ૭.

## દોહરો.

ચીત ધરીને ચાહિયે, પૃથ્વીની પેદાશ;
"પરમેશ્વરનાં છે પશૂ," રાખી આ આભાષ.

# પશૂ-પંખીઓ તરફ પ્રેરણા રાખવા વિષે પરમેશ્વરનું ભાષણ.

(ભાષણ ૧ લું.)

## ભૈરવી—બેત.

(રાહ): "અજિત રાજ મારૂં જગતમાં સદા."

અરે માનવી ! લે સુણી આ વચન,
તને હું કહૂં વાત લાયક તદન. ૧.

ચરંદાં—પરંદાં તણો હું ધણી,
કરી બક્ષિશો મેં જ તૂંપર ઘણી. ૨.

કુલે સૃષ્ટિનો હું જ સુલ્તાન છું,
અને રાત-દહાડો નિગેબાન છું. ૩.

નથી કોઇ વાતે મને તો કમી,
ખુશી પર ટકી મુજ, ખુશાલી-ગમી. ૪.

છુપી સ્હાય આપું સદા હું તને,
ફકત એક છે આશ તુજથી મને ! ૫.

પશૂ પંખિઓ કે કુલે જાનવર—
ઉપર તું સદા રાખ મીઠી નજર. ૬.

દયાથી નહીં જો જુએ એમને,
મળે લાભ તેવો કહાં તેમને ? ૭.

તહારી ઉપર સર્વ આધાર છે,
બચારાં પશૂઓ નિરાધાર છે. ૮.

દયાથી સદા જો ચરંદાં ઉપર,
અને રાખ પ્રીતી પરંદાં ઊપર. ૯.

પશૂના મુગા આશિષો ઓર છે,
દુવાથી પશૂની, સુખી પ્હોર છે. ૧૦.

પકડ મુજતણૂં આ વચન ધ્યાનમાં,
"પશૂ પર દયા રાખ દિલ-જાનમાં" ૧૧.

## દોહરો.

મૂગાં પર માયા ધરી, લે તેની સંભાળ;
બદલો તેનો આપશે, તુજને પરમ કૃપાળ.

# પશૂ-પંખીઓ તરફ પ્રેરણા રાખવા વિષે પરમેશ્વરનું ભાષણ.

(ભાષણ ૨ જું.)

## હમીર કલ્યાણ—ગઝલ.

(રાહ): " હવે બસ છોડ ઓ પ્યારી મને એકાંત મરવા દે."

અશો છું, પાક છું ગેબી, જગત રચનાર પણ હું છું;
જહાંને મેં કરી પેદા, કદર ધરનાર પણ હું છું. ૧.
અરે ઓ માનવી પ્યારાં, સુણો વચનો તમે મારાં;
ચરંદાં ને પરંદાંનો કુલે કરતાર પણ હું છું. ૨.
અકલ પેદા ભલી કીધી, દયા સાથે તને દીધી;
અરે! તો તે દયા તુંથી, સદા ચ્હાનાર પણ હું છું. ૩.
પશૂ-પંખી કુલે મારાં, સદા તું જાણજે તારાં;
તને-તેને-બધાંને આશરો દેનાર પણ હું છું. ૪.
દયાથી દેખજે તેને, દુઃખી કરતો ન તું એને;
પરિક્ષા પ્રીતની તારી છુપી લેનાર પણ હું છું. ૫.
સદા રાખી રૂડી રીતી, પશૂ પર રાખજે પ્રીતી;
ચરંદાં ને પરંદાંનો છુપો આધાર પણ હું છું. ૬.
પશૂની પાશબાનીથી, થશે ભવ પાર ફાનીથી;
થયો ભવ પાર કે સ્વર્ગે જગા કરનાર પણ હું છું. ૭.
પશૂને પ્યારથી પાળી, દિયે જે સંકટો ટાળી;
ભલા તે નેક નરનો પાક પાલણહાર પણ હું છું. ૮.
દયા દિલજાનમાં રાખી, ભલાં ફળ લે સદા ચાખી;
પશૂનાં પાશબાંનોની કદર ધરનાર પણ હું છું. ૯.

### દોહરો.

પશૂ અને પંખી તણા, કદરદાંન જે થાય;
રહે નિરોગી આ ભવે, તે ભવ સ્વર્ગે જાય.

# પશૂને ખરા પ્યારથી સર્વ પાળો.

ભુજંગ વૃત્ત—ખટ.

(રાહ): "હતો હું સુતો પારણે પુત્ર ન્હાનો."

તમે છોકરાં હર્ષથી આજ આવો,
પશૂ-પંખિનાં ગૂણનાં ગીત ગાવો;
જુલમ બાપડાંનો જરા કોઇ ટાળો,
પશૂને ખરા પ્યારથી સર્વ પાળો. ૧.

અરે એ નથી કોઇને દુઃખ દેતાં,
જુલમગારને પણ નથી કાંઇ કહેતાં;
જુઓ મુર્ખ લોકો દિયે ભ્રષ્ટ ગાળો,
પશૂને ખરા પ્યારથી સર્વ પાળો. ૨.

ઘણાં કામનાં છે પશૂ આ બચારાં,
નથી કોઇ પણ વાંકમાં એ તમારાં;
ઉઠો આપવા સર્વનો ફર્જ-ફાળો.
પશૂને ખરા પ્યારથી સર્વ પાળો. ૩.

પશૂથીજ છે વિશ્વમાં સર્વ વૃદ્ધિ,
વિચારી જુઓ ઠેરવી કાંઇ બુદ્ધિ;
ભલા ભાવથી સર્વદા ભાઈ ભાળો,
પશૂને ખરા પ્યારથી સર્વ પાળો. ૪.

પશૂથી મળ્યા છે ઘણા લાભ મોટા,
પશૂનાં કરો કેમ ઉપ્યોગ ખોટા?
નથી હેતનો કેમ થાતો ઉછાળો?
પશૂને ખરા પ્યારથી સર્વ પાળો. ૫.

બધી રૂતમાં એ જુઓ કામ આવે,
હૃદયમાં દયા તે તણી કોણ લાવે?
નહીં જોય વર્ષા, ઉનાળો, શિયાળો,
પશૂને ખરા પ્યારથી સર્વ પાળો. ૬.

સરજાવ્યાં પશૂને નથી જીવ દેવા,
બનાવ્યાં પશૂને રૂડા લાભ લેવા;
કુલે ફૂરતા સુગ્ન દિલ-જાન બાળો,
પશૂને ખરા પ્યારથી સર્વ પાળો.

**દોહરો.**

પાળ પશૂને પ્રીતથી, ખુદરત થશે ખુશાલ,
ભલી જીંદગી ભોગવી, સ્વર્ગે જશે વિશાળ.

---

## હે પ્રભૂ! પશૂઓ તરફ અમારી કાંઇ ભૂલચૂક થઇ હોય તે અમોને માફ કરજે!

---

**ગજલ-સારંગ.**

(રાહ): "તાહરી દરબારમાં દાખલ થવા હક આપ તું!"

કુલ પશૂને ચાહવાની શુભ મતી બસ આપ તું!
યોગ્યતા તેની અમોપર ઓ ખુદાવંદ! છાપ તું! ૧.
તે બચારાં કોણને આદમ શિવા છે આશરે?
ઓ દયાળૂ બાપ! તેનાં, સંકટો કુલ કાપ તું! ૨.
આ પશૂ-પંખી જગે ઉત્તમ ઘણી પેદાશ છે;
ખેંચ અમનું દીલ તેપર, ઓ જગતનાં બાપ તું! ૩.
જે થયો અંમથી જુલમ મૂગાં પશૂપર ભૂલથી;
માંફ કરજે તે અમોને રબ અમારાં પાપ તું! ૪.
પાળિયે નિત પ્યારથી એને ગણી સંતાન સમ;
હે પ્રભૂ! દિલ-જાન પર ધર એ વિષે મસ દાપ તું! ૫.

**દોહરો.**

પશૂ અગર પંખી વિષે, ભવે કરી કૈં ભૂલ;
માફ અમોને તે કરી, પ્રભુ! આ અર્જ કબૂલ.

---

# પશુ-રક્ષણથી દ્રવ્ય દેશનું વધશે નિશદિન આપો આપ.

સવૈયા—(એકત્રીસા.)

ભાવ ધરીને ભવમાં ભાળો, તો પશૂ દે મોટો સંતોષ,
જે પશુને નહિ પાળે પ્રીતે, તેને શિર દુનિયાંનો દોષ;
હે મિત્રો! દેશોદય કાજે, પ્રાણી કેરો મ્હાન પ્રતાપ,
પશુ-રક્ષણથી દ્રવ્ય દેશનું વધશે નિશદિન આપો આપ. ૧.

ભરતખંડનું ભાગ્ય હોય તો પશૂ કેરી જન લે સંભાળ,
બુદ્ધિ-બળથી હે બાળકડાં! જુઓ કઠણ આવ્યો છે કાળ;
વાચાહિણ પ્રાણી પાળ્યાથી સાતે ભવનાં ટળશે પાપ,
પશુ-રક્ષણથી દ્રવ્ય દેશનું વધશે નિશદિન આપો આપ. ૨.

સુધરેલા દેશો પણ આજે પ્રાણી પર આપે છે ધ્યાંન,
કારણ કે એ પ્રાણી પક્ષે લાભ કર્યા છે જગમાં મ્હાન;
ન્હાનાંથી મોટાં પર એનો છાપે છે શિક્ષણથી છાપ,
પશુ-રક્ષણથી દ્રવ્ય દેશનું વધશે નિશદિન આપો આપ. ૩.

દેશોદય કરવાને કાજે પશૂ ઉપર રાખો નિત પ્રીત,
"જાય બચ્ચારાં અનાથ કયાં તે?" ઠસાવજો એ પર તમ ચીત;
નહિ લેવો કે લેવા દેવો નિરાધાર પર કદી અલાપ,
પશુ-રક્ષણથી દ્રવ્ય દેશનું વધશે નિશદિન આપો આપ. ૪.

ભારતપુત્રો! એજ તમારો વૈભવ વિશ્વે વડો વિશાળ,
પુત્ર સમાં જો પશૂ પાળશો, પ્રસન થશે મોટો પ્રતિપાળ,
પ્રાંણી કેરાં કષ્ટ ઉપર નિત ખંત ધરીને દેજો કાપ,
પશુ-રક્ષણથી દ્રવ્ય દેશનું વધશે નિશદિન આપો આપ. ૫.

શિખો તમે આ સંસારે કે દયા એજ છે મોટો ધર્મ,
દયાવંતની બલિહારી છે, દયા એજ છે, શુભ સત્કર્મ;
"દયાવાનનાં દાન ઘણાં છે," ટળે દયાથી દુર્ગુણ-શ્રાપ,
પશુ-રક્ષણથી દ્રવ્ય દેશનું વધશે નિશદિન આપોઆપ. ૬.

ધર્માધીન કદી નહિ કરશે પશુ ઉપર કૈં ક્રૂર ઉપાય,
ભલા ભાવિકો સાંમાં તેનાં ગુણ ગિત ગાઇ સદા હર્ષાય;
ઓ દિલ–જાન! દિલે તુજ ધરજે દિનાનાથનો બહુધા દાપ,
પશુ–રક્ષણથી દ્રવ્ય દેશનું વધશે નિશદિન આપોઆપ. ૭.

### દોહરો.

પશુ અને પંખી ઉપર, નાખ્ય દયાથી હાથ;
વણ વાચાનાં વાંદરાં, નથી તેમનો નાથ.

## પશુ–પંખી ઇનસાનની દયા ચાહેછે.

(રાહ):"પ્યારસે બદલી ક્યું નજર તોરી."

પ્યારથી તમે જુઓ નજર કરી—(ત્રણ વાર)
પશુ–પંખી આમ વણ વાચાનાં,
કોણ લિયે છે દાદ?
તું ન દયા દિલ–જાન ધરે તો,
કોણ સુણે ફરિયાદ–કદર ધરી?—પ્યારથી૦ ૧.

### દોહરો.

પ્રાણી પર પ્રીતી ધરી, પરમારથથી પાળ;
મૂગાંની આશીષથી, મટે કષ્ટનો કાળ.

## દેશની આબાદાંની ગાયથીજ છે.

### ગરબી.

(રાહ): "પ્રેમની, પ્રેમની, પ્રેમનીરે, મને લાગી કટારી પ્રેમની."

ગાય છે, ગાય છે, ગાય છે રે,
દેશ આબાદિનું મુળ ગાય છે—(ટેક)
ગોરક્ષાથી દેશનું દળદર,
મુળગું ફીટી જાય છે રે—દેશ૦ ૧.

દેશોદયનું દ્વારજ એ છે,
સંપતિવાન થવાય છે રે—દેશ૦ ૨.
ગાયનું પય તો માય સરીખું,
ઘર ઘર ગૂણ ગવાય છે રે—દેશ૦ ૩.
ખેતીવાડી ખિલે ખલકમાં,
ઉત્તમ એજ ઉપાય છે રે—દેશ૦ ૪.
ગો-રક્ષણુથી દેશ સુધરશે,
સૌ કેરો અભિપ્રાય છે રે—દેશ૦ ૫.
ગોવધથી છે દેશનિ હાંણી,
પડતી નિશદિન થાય છે રે—દેશ૦ ૬.
દેશ તણી દોલત આ ગાયો,
હિતેચ્છુઓ હરખાય છે રે—દેશ૦ ૭.
હિંસા ટાળો ગોમાતાની,
દુહિતા [1] એજ ગણાય છે રે—દેશ૦ ૮.
પોષણ પ્રાણી કેરૂં કરતાં,
પૃથ્વિનાથ રિઝાય છે રે—દેશ૦ ૯.
ઢોર સુખી તો દેશ સુખી છે,
વિશ્વમહીં વખણાય છે રે—દેશ૦ ૧૦.
ઓ દિલ-જાન! જરા લે ચેતી;
પ્રાણીની બદ [2] હાય છે રે—દેશ૦ ૧૧.

**દોહરો.**

ચતુર પુરૂષ તું ચેતજે, બે પળનો બાજાર;
પાળ પશૂને પ્રેમથી, જવું પળે જમ-દ્વાર!

---

# પશૂ-પંખીઓની ઇનસાંનને અરજ.

અખયાત-જોગી આસાવરી.

( રાહ ): "નમૂં છું તને ઓ અહુર બેમિસાલ."
અરે માનવીઓ! તમે સાંભળો,
અમારી ભણી કૈં દયાથી વળો. ૧.

---

૧ દિકરી. ૨ ખરાબ.

તમે પામિયા શિકલ ઇન્સાનની,
અને મળવી મ્હેર યઝદાનની. ૨.

અક્કલ-શાન તમને મળી છે ઘણી,
હિદાયત ભલીનાં તમે છો ધણી. ૩.

ખુદાએ જગત જ્યાર પેદા કરી,
તમોને કિધાં ત્યાંહ સર્વો પરી. ૪.

તમારાં બધાં કષ્ટને કાપિયાં,
તમોને કુલે સાંધણો આપિયાં. ૫.

ચરંદાં-પરંદાં તણો આશરો,
તમો પર ટકેલો જુઓ છે ખરો. ૬.

તમોને ખુદાએ દિધી છે દયા,
દયા પાસ ગુણ શાજ બાકી રહ્યા? ૭.

જુઓ તે દયાથી અમોને અરે!
અમારી દયા કોણ બીજૂં કરે! ૮.

દયાવાન છે તું અરે આદમી!
નથી કોઇ વાતે તને તો કમી! ૯.

અરે! તેમ છે તો દયા કર દયા!
દયાથી વધૂ સર્સ છે ગુણ કયા? ૧૦.

નિગેબાન સૌનો ખુદા એક છે,
જુઓ રાહ તેની સદા એક છે. ૧૧.

દુર"દેશ પગલું ખુદાએ લિધું,
સરસ સર્વમાં માનવીને કિધું. ૧૨.

ખુદાએ કહ્યા જન તણે આ સુખન,
"અરે આદમી! છે ભલો તું તદન; ૧૩.

બધી આય પેદાશ સંભાળજે,
અને રાહથી નેક તું ચાલજે. ૧૪.

ચરંદા-પરંદાં કુલે માહરાં,
સદા જાણજે, આદમી! તાહરાં. ૧૫.

દયાની નજર નિત ભલી રાખજે,
અને તે દયાનાં ફળો ચાખજે. ૧૬.

ન કર ક્રૂર તારૂં જરાખી જિગર,
બચારાં પશુ બે ગુના'ની ઉપર." ૧૭.
ખુદાની ભલી નેમ આ, આદમી!
"નહીં કોઇ આપે પશુને ગમી." ૧૮.
હવે બોલ ઇન્સાંન તું ન્યાયથી,
બધાં લોક વર્તેછ શું ન્યાયથી? ૧૯.
પશુ પર કરે છે જુલમ બેશુમાર,
બચારાં તણાં સંકટોનો ન પાર! ૨૦.
ફકત આશરો એક ઇન્સાનનો,
રહ્યો એજ આધાર અમ જાનનો. ૨૧.
દયાનો અરે? હક્ક જો તુ લુટે,
અગન દૂ:ખની કાં ન અમને છુટે? ૨૨.
કરો અર્જ મન્જૂર દિલ-જાનની,
બતાવો દયા એક ઇન્સાંનની. ૨૩.

**દોહરો.**

પ્યાર ધરીને પાળજો, હેડ રાખી હેત;
ભોગવશો ભવ આં ભલો, સ્નેહી સર્વ સમેત.

---

## દયા જેવો ધર્મ શો છે?

---

### ગજલ—સોહેની.

(રાહ): "કબસે તું બેકલ હો યાર."

જો વશી દિલમાં દયા તો બસ ખુદાનો પ્યાર છે;
જો દયા દિલમાં નથી તો, દેહ આ અંધકાર છે. ૧.
કહિ ગયો 'તુલસી' કવી કે 'છે દયા મુળ ધર્મનુ';[૧]
ખુદ ખુદાને પ્હોંચવાનું આ દયા તો દ્વાર છે. ૨.

---

૧. "દયા ધર્મકા મોલ હય, નર્ક મોલ અભિમાન;
'તુલસી' દયા ન છાંડિયે, જલ લગ ઘટમો પ્રાંન."

આપિયું ઇન્સાનને સાધણ ખુદાએ મૂખનું;
પણ પશૂ-પંખી બચારાં કોણને કહેનાર છે? ૩.

દૂર શા કાજે જવું! લો દસ્તગિર[1]નો દાખલો;
દોજખી પરખી દયાથી નિત્ય તે જોનાર છે. ૪.

પારદર્શક કાચ જેવું સાફ હૈયું રાખિયે;
તોજ આ દિલ-જાનનો સંસારમાં ભવ પાર છે. ૫.

### દોહરો.

દયાવાન ઇન્સાનથી, હોય દયાની આસ;
બિડે ચાવતાં એલચી, મળે તરત મખવાસ.

---

## બ્હેનો? પશૂનાં ગુણ ગાવો.

### બરવા જિંઝોટી—ગરબી—તાલ ધીમા ત્રીતાલો.

(રાહ): "હું પ્રભુ દર્શણની પ્યાસી રે."

હે સૌ સુંદરીઓ આવો રે, સુવિચાર જરા કરિયે,
કે દયા પશૂ પર લાવો રે, નિર્ભય રહિ ભવ તરિયે.—(ટેક)

બહુ પશૂ-ધર્મ છે મોટો,
નવ એને સમજો ખોટો;
જે પ્યાર ધરીને પાળે,
તે સૂખ ઘણેરાં મ્હાલે;
ગુણ બ્હેન પશૂનાં ગાવો રે, શા કાજ કહો ડરિયે?—હે૦ ૧.

શુભ વેણો એને ભાખો,
નિત ભલી ભાંતથી રાખો;
નવ પશૂ પડે એ માથે,
સંસારજ ઉંચકે સાથે;
સત-પ્રેમ હમેશ બતાવો રે, ધરિ ખંત હૃદે જરિયે.—હે૦ ૨.

---

૧. પરમેશ્વર; દિનાનાથ.

છે નિરાધાર એ પ્રાણી,
એને પોતાનાં જાણી;
નિત રક્ષણ એનું કરવું,
ગુણ-તોલ ધ્યાનમાં ધરવું;
છે વાચા-હીણ બચાવો રે, ભવ ભલાઇથી ભરિયે.—હે૦ ૩.

જે દાદ પશૂની લેશે,
તેને બદલો રબ[1] દેશે;
નવ ભલાં તણે તે ભૂલે,
નિત નેક નસીબો ખૂલે;
નવ એને કોઇ સતાવો રે, બહુ પ્રેમથી આદરિયે.—હે૦ ૪.

છે દિવશ બે તણી કાયા,
કાં તજો પશૂની માયા;
નવ થાય ખુદા પણ રાજી,
ઈતરાજી ઉતરે ઝાઝી;
ધાર પ્યાર સદા હરખાવો રે, મહિયર કે સાસરિયે.—હે૦ ૫.

સૌ આશ તમારી ફળશે,
બહુ લાભ તમોને મળશે;
જો પ્રેમ પાળો પ્રાણી,
નિજ અંતર કેરાં જાણી;
તો કદી નહીં દુઃખ પાવો રે, નવ દયા થકી ફરિયે.—હે૦ ૬.

નહિ તમે મદદમાં પૂગાં,
ક્યાં જાય કહો એ મૂગાં;
ભવ નેકીથી કુલ ભરિયે,
દિલજાન દયાળૂ કરિયે;
પશુ કાજ દાજ કૈં દાવો[2] રે, ધકમાં હરદમ ધરિયે.—હે૦ ૭.

**દોહરો.**

પર-ઉપકારી જન કદી, રહે ન છૂપો કોઇ;
જે પ્રાણી નહિ પાળશે, તેણે જિંદગી ખોઇ.

---

૧. પરમેશ્વર. ૨. દેખાડો; બતાવો.

# કરો કરો પશૂ પર કરો દયા દાતારો!

### લાવણી.

(રાહ): "ગુલ ખિલે ચમનમે રંગ-બ-રંગી સારે."

નથી નથી અમોને નથી જરા પણ ઠારો,
કરો કરો પશૂ પર કરો દયા દાતારો!
તમ દયા ઉપર છે મુગાં પશૂ ને પંખી,
ઓ આદમનાં ફરજંદ! જુઓની ઝંખી!
સુણો સુણો અરજ અમ આજ, છિયે દુઃખિયારાં,
નવ ક્રૂર નજરથી જુઓ, ગણોની પ્યારાં.
દુઃખમાં વ્હે છે અફસોસ! જગે જન્મારો,
કરો કરો પશૂ પર કરો દયા દાતારો! ૧.

જન-મંડળમાં ઉપયોગ અમારો મોટો,
નહિ હોય પશૂ તો પડે ઘણેરો તોટો;
અમ થકી ખિલે વ્યાપાર અને શુભ ખેતી,
છે નદી પશૂ-ગુણ કેરિ વિશ્વમાં વ્હેતી;
નથિ હાડ, માસ કે ચામ અકારત જાતું,
છે વિવિધ પ્રકારે જગે સર્વ વખણાતું;
શું નથી અમોને જીવ અમારો પ્યારો?
કરો કરો પશૂ પર કરો દયા દાતારો! ૨.

અમ કાજે આશ્રમ-સ્થાન તમે બંધાવો,
અમ જતા જિવોને દયા ધરી બચાવો;
જન-મંડળ માહ્ય વખાણ તમારી થાશે,
ગુણવંતોમાં ગુણ ગીત તમામ ગવાશે;
નવ ઓછા આશિષ અમો પશૂના જાણો,
તન-મન-ધનથી નિત પક્ષ પશૂની તાણો;
નવ ભવે અમોને ભુલો તમે નર-નારો,
કરો કરો પશૂ પર કરો દયા દાતારો! ૩.

રે! સખી પુરૂષ તે આજ કોણ છે એવા!
જે કરે ધર્મ ત્યાં સર દિનશાહને જેવા;
જે નરે અમોને દિધી સુ-રક્ષણ-શાળા,
વહિ ગયા અમારા દિનો કષ્ટના કાળા;
હે પુરૂષ પર્ગજુ! તમે નકલ લો એની,
છે જરૂર પશૂને કાજ ઘણેરી જેની;
ભવ મળે અમોને ખરો તોજ સુખિયારો,
કરો કરો પશૂ પર કરો દયા દાતારો! ૪.

લે પશૂ તણી સંભાળ ધર્મને પાંમો,
છે એથી ઊતરતાંજ અન્ય સૌ કાંમો;
વિર પુરૂષ પશૂ પર પ્યાર તુર્ત દેખાડે,
ધરિ વ્હાલ દિલે નહિ કહેર કદી પણ કહાડે;
હરો હરો હિમતથી હરો હમારી હાંણી,
અમ તણું સુરક્ષણ કરો તમારાં જાંણી;
સુખિ કરો સુખી દિલજાન થશે તમ યારો!
કરો કરો પશૂ પર કરો દયા દાતારો! ૫.

## દોહરો.

પશૂ અને પંખી તણો, આદમ પર આધાર;
નિભાવશો તો નીભશું, સુણજો નર ને નાર.

# પશુઓની પંચમાં પરસ્પર વાદ-વિવાદ.

## ભૈરવી.

(રાહ): "જુઠો છે જર વણ આ સંસાર."
પશુમાં પડી એક તકરાર,
વાદ-વિવાદ ચલાવા પોતે, તુર્ત ભરી દરબાર;
અને ત્યાં બેઠાં નર ને નાર.—(ટેક)

ગાય—કોણ ગુણોની ગણનાં કરશે, ગરીબડી હું ગાય;
વાછરડાં વળવળે બચારાં, ને પય [1] બીજાં ખાય!
જુલમનો તોપણ ક્યાં છે પાર?
વાદ-વિવાદ૦— ૧.

કુત્રો—વફાદાર હું પ્રાણી પ્યારૂં, ખાઇ ધણીનું ધાન;
હલાલ તેનું નિમક કરૂં છું, મનમાં રાખી માન—
રાત-દિન શેવા કરૂં અપાર.
વાદ-વિવાદ૦— ૨.

ગધેડા—મુર્ખ માનવી મને હશે, પણ કોણ ઉપાડે ભાર?
મણુ-બંધી બોજા બાધેની, ચાલું બિન તકરાર—
કહો જન જાણે ક્યાં ઉપકાર?
વાદ-વિવાદ૦— ૩.

ઘોડા—તન તોડીને શેવા આપું, ખાઉં કદી નહિ હાર,
માલિકને લઇ મંજલ કાપું, કરૂં પીઠ પર સ્વાર—
કરે છે કોણ કહો દરકાર?
વાદ-વિવાદ૦— ૪.

ઊંઠ—મુશાફરીમાં મંજલ લેવા, કરૂં સફર હું દૂર;
મુજ જલ[2] કાજે જીવ લિયે છે, કોઈ મુશાફર ક્રૂર!
કરૂં છું મરતાં પરોપકાર.
વાદ-વિવાદ૦— ૫.

---

૧ દૂધ. ૨. પાણી.

**હાથી**—રાજાની અંબાડી ફેરો, મુજ પર છે આધાર;
સ્વારી શોભે મુજ પગલાંથી, વળી દિપે દરબાર—
પશૂનો છું હું તો સરદાર.
વાદ–વિવાદ૦— ૬.

**બકરો**—ન્યાય મળે નિર્દોષ તણે કયાં ? તલ નહિ આપું ત્રાસ;
તોય તપે છે ખાવા કાજે માણસ મારૂં માસ—
કશાઇ કરે[1] બનું છું ડાર.
વાદ–વિવાદ— ૭.

**બળદ**—મુજ બળથી હળ ખેડુત ખેડે, મુજ પર કુલ આધાર;
હુંજ ઉપાડું બોજ રોજનો, છે મુજ પર વ્યાપાર—
ઘડીનો નવ **દિલજાન** કરાર.
વાદ–વિવાદ૦— ૮.

**દોહરો.**

ગજ, ઘોડો, કૂકને બળદ, બકરો, ખર ને ગાય;
પશૂ બચારાં પારકી, આશા પર અથડાય !

---

# પંખીઓની પ્રાર્થના.

( બામદાદની બંદગી. )

**પિલૂ–લાવણી.**

(રાહ): "ભોલી ભોલી, બોલી બોલી, જાનવરોનું બયાન કરૂં."
આ ભવ આપી, દુઃખડાં કાપી, અમ પંખીની દાઝ ધરી, (તેં)
હે જગ સ્વામી ! શિશ આ નામી, ભજિયે તારી યાદ કરી !
( ટેક )
બામદાદમાં, પાક યાદમાં, કંઠ અમારો આ ખોલી, (રબ)
ભકિત તારી, કરિયે જારી, ગુણ કેરાં ગિતડાં બોલી;
રાત ગુજારી, સુખમાં સારી, અમે દિઠો આ દીન ફરી, (ખુશ)
હે જગ સ્વામી ! શિશ આ નામી, ભજિયે તારી યાદ કરી !

---

[1] હાથે.

( ૧ )

શક્તિ તારી, અદ્‌ભુતકારી, ચલિયાં પાછળ તેં ચારા, (રબ)
હરદમ આપી, મુજ્‌વણ કાપી, મ્હાગુણ એ મોટા તારા;
કુલ સંસારે, આ ભવ દ્વારે, રચના છે તેં ભવ્ય ભરી, (રે)
હે જગ સ્વામી! શિશ આ નામી, ભજિયે તારી યાદ કરી!

( ૨ )

બાગ-બગીચે, પાણી સીંચે, ઉદ્યોગી બામે માલી, (નિત)
ફુકેછ સંખી, દિલખુશ પંખી, કંઠ થકી ડહાલી—ડહાલી;
ઓ રબ પ્યારા! ભવ દેનારા! ખલક રચી છે તેંજ ખરી, (આ)
હે જગ સ્વામી! શિશ આ નામી, ભજિયે તારી યાદ કરી!

( ૩ )

ફરજ અમારી, ખુદાઇ પ્યારી, ખુદા અદા અમ નિત કરશું, (સુન)
પંખી પ્યારાં, નહિ ફરનારાં, ભલે ફરજ કાજે મરશું;
તું છે બેલી, તુજમાં મેલી, આશ અમે ભવ પાર તરી, (કુલ)
હે જગ સ્વામી! શિશ આ નામી, ભજિયે તારી યાદ કરી!

( ૪ )

પંખી કાજે, માનવ દાજે, મુક પરવર એવી માયા, (તું)
પ્યારે પાળી, નિત સંભાળી, લેશે અમને તે ડાહ્યા;
આશ અમારી, એ છે પ્યારી, દુઃખવે નહિ દિલ-જાન જરી, (અમ)
હે જગ સ્વામી! શિશ આ નામી, ભજિયે તારી યાદ કરી!

( ૫ )

**દોહરો.**

સમજો આ સંસારમાં, તેજ ખરો ઇન્સાન;
વશે પશુ-પંખી વિષે, જેનાં મનમાં માન.

## દયાનું દાન—મહા બલવાન.

### ઇંગ્રેજી રાહ.

( રાહ ): "બચ્ચા લવજી—લુચ્ચા લવજી."

પશૂની પ્રીત, તમે ખચ્ચીત, જનો નિત ધ્યાનમાં ધરજો;
દુઃખો ટાળી, સુખો આલી,[1] કદર દિલ—જાનથી કરજો.

( કોરસો )

પંખી પાળો—દુઃખડાં ટાળો,
બધાં પશૂપર રાખો પ્યાર;
ફરજ વિચારી, દેજો યારી,
એજ જુઓ જગનો આધાર.

દયાનું દાન, મહા બલવાન, ખુદે ફરમાંન, જરૂર એ જાન;
દયાહિન જાન, નથી ઇન્સાન, દયા દિલજાન, જગે છે મ્હાંન.

### દોહરો.

દયા વશાવો દીલમાં, દયા ન એળે જાય;
દયા તણા દરિયા વિષે, ભવની નાવ તરાય.

---

## "પીતાજી ! મને એક ટટ્ટુ અપાવો !"

( બાપ—દિકરાનો રમુંજી સંવાદ. )

### લાવણી.

( રાહ ): "આજ માયજી કહો મને એક વાત પૂછવી છે મારે."

દિકરો—(હર્ષથી)

આજ પિતાજી વાત કહૂં તે સાંભળજો બસ ધ્યાન ધરી,
શીશ નમાવી ચરણ તમારે ગરજ ધરૂં મુજ એક ખરી. ૧.

---

૧. આપી.

બાપ—

બોલ, સુખે તું બોલ દીકરા, લજવાયા નહિ તું કરતો;
ખરી વાતને ખુલ્લી કહેજે, જુદાઈ નવ મુજથી ધરતો. ૨.

દિકરો—

પ્રીય પિતાજી! ટટ્ટુ ન્હાનું, તમે અપાવો એક મને,
બેશી જે પર સાંજ–સવારે, કસરત કરવા ખૂબ બને. ૩.

બાપ—(હસીને)

શું મોટી તેં કરી માંગણી! આ બેટા વ્હાલા મારા;
જીવ થકી તુજ અધિક નથી પણ છે ચિંતા કાજે તારા. ૪.

દિકરો—

તે ચિંતા શી કહો પિતાજી? શું છું ઉમ્મરમાં ન્હાનો?
ઉલત નથી મુજ ન્હાની, બાવા! તો તેમાં વાંધો શાનો? ૫.

બાપ—

અપાઉં ટટ્ટુ, ચિંતા નહિ પણ, ઘણો જુલમ તે પર કરશે;
દયાહીણુ થઇ પશુ તણે તે, નહીં મારવા તું ડરશે! ૬.

દિકરો—

નહીં કરૂં હું તેમ, પિતાજી! કેમ જુલમ થાશે તેવો;
ખટ હૈયાંનો નથી બાટકી જુલમગાર મુજ જિવ એવો. ૭.

બાપ—

ઘણો ખુશી છું વાત સાંભળી, આજ ભલી એવી તારી;
અપાઉં ટટ્ટુ ન્હાનું તુજને, જો રાખે મરજી મારી. ૮.

દિકરો—

ઘણો થયો ઉપકાર તમારો, કહો, પિતાજી! ફરમાવો;
તાબે છું હું આપ તણે, શી મરજી છે તે બતલાવો. ૯.

બાપ—

ઘોડાવાળો કરે ચાકરી ત્યાર ખડો તું ત્યાં રહેશે?
બાળક સમ તે પશુ તણી સંભાળ ખંતથી નિત લેશે? ૧૦.

દિકરો—

કબૂલ છે ફરમાન તમારૂં, તમે નકી નિશ્ચિંત રહેજો;
બીજુંબી કૈં હોય કહેવું, તે પણ સુખેથી કહેજો. ૧૧.

બાપ—

નિયમ દીકરા નિત્ય રાખવો, એજ ઉલટથી તેં તારો;
સમક્ષ તારી તું મેલાવે, ટટ્ટુને ચંદી—ચારો. ૧૨.

દિકરો—

ઠીક પિતાજી, આપ તણો આ, હુકમ ચઢાવ્યો મુજ માથે;
હોય કદી નહિ ઘોડાવાળો, ચંદી આપિશ મુજ હાથે. ૧૩.

બાપ—

પશૂ રાખિયે જો ઘરમાં તો સદા પાળિયે પ્રીત ધરી;
જગત-તાત પણ રિઝાય તેથી, લખી રાખજે વાત ખરી. ૧૩.

દિકરો—

કબૂલ છે, બસ મને અપાવો, તમે, પિતા! ટટ્ટુ ન્હાનું;
નહીં બતાવું કદી તમોને પશૂ થકી ખોટૂં બ્હાનું. ૧૫.

બાપ—

સ્વારી કરતાં ચાબક મારી, ઘણો જુલમ તે પર કરશે;
વળી નહીં સંભાળ રહી તો વણ મો'તે પ્રાણી મરશે! ૧૬.

દિકરો—(ગંભીરપણે)

નહીં, પિતાજી! નહીં કદી હું જુલમ કરિશ તે પર એવો;
નહીં ભરોસો હોય તમોને, વચન તમે મારૂં લેવો! ૧૭.

બાપ—(વચન લઇને)

ઠીક ત્યાર હું આજ-કાલમાં, લાવિશ ટટ્ટુ શોધ કરી;
યાદ રાખજે શિક્ષણ મારૂં, મનમાં તારા ચોંપ ધરી; ૧૮.

દિકરો—(ખુશાલીથી)

ખરે કિધો આભાર, પિતાજી! મુજ દિલજાન ઉપર મોટો;
ટટ્ટુને મુજ પાળિશ પ્રીતે, પડિશ નહીં વચને ખોટો. ૧૯.

દોહરો.

પર-ઉપકારી છે પશૂ, ભલાઇથી ભરપૂર;
સંસારે સંભાળજો, દુઃખ કરી કુલ દૂર.

# દેશનું દ્રવ્ય ક્યારે વધે?

## પિલુ-ગરબી-તાલ દાદરો.

(રાહ): "પડશો નવ કોઈબી કુસંગમાં રે લાલ."

દાઝ ધરો પ્રાણિ તણી અંગમાં રે લાલ.—ટેક.
દયા દયા પશૂ કુલે દયાજ ચાહ્ય છે,
હમેશ દયાવાન પર પ્રભૂ રિઝાય છે;
સુણી બોલ—દઈ કોલ—કરો તોલ—
એ તુરંગમાં રે લાલ—દાઝ ધરો૦ ૧.

પ્યારથી પશૂ તમે યથાર્થ પાળશો,
ફાયદા ભલા ભવે જરૂર ભાળશો;
ધરો પ્રેમ—ભલી નેમ—વળી રે'મ—
સદા સંગમાં રે લાલ—દાઝ ધરો૦ ૨.

પડે હમેશ આ જગે જરૂર જેહની,
કદર ન કેમ ખાઈયે કહોનિ તેહની;
મને માન—નકી જાન—ખરી હાન—
છે કુસંગમાં રે લાલ—દાઝ ધરો૦ ૩.

જરૂર એજ દેશનાં દુઃખ ઉગારશે,
ઉમેદ એજ પાર સર્વની ઉતારશે;
દઈ ચીત—ગ્રહો પ્રીત—નવ ખચીત—
જાય ભંગમાં રે લાલ—દાઝ ધરો૦ ૪.

પશૂ તણા પ્રતાપથીજ લક્ષ્મી વધે,
પશૂજ મૂળ સુખનું ગણાય છે બધે;
સુણો ભ્રાત!—ખરી વાત—નથી તાત—
જગત—જંગમાંરે લાલ—દાઝ ધરો૦ ૫.

પશૂ સુખી થતાંજ દેશ પણ સુખી થશે,
તણાઈ દ્રવ્ય દેશનું ન પારકે જશે;
દઈ કાન—જરા ભાન—ધરો જ્ઞાન—
આ પ્રસંગમાં રે લાલ—દાઝ ધરો૦ ૬.

પશુ તણે કરાવશો તમે ઘણાં દુઃખી,
દિલ–જાનની ગતી થશે કદી નહીં સુખી;
ધરી દાજ—પશુ કાજ—કરો રાજ—
રતન રંગમાં રે લાલ—દાઝ ધરો૦ ૭.

### દોહરો.

દેશોદય ત્યારે થશે, પ્રાણી પામે સુખ;
દ્રવ્ય દેશનું તો વધે, ટળે જુલમ ને દુઃખ.

---

## ઇશ્વરી સંવાદ.

### મુલતાંની—પદ.

(રાહ): "કબ સમરોગે રામ, સાંઇજી, કબ સમરોગે રામ."
કોણ પશુ પર પ્યાર, કરે છે, કોણ પશુ પર પ્યાર—(ટેક.)
મતલબિયાં છે માનવ સંધાં, સ્વારથિયો સંસાર;
વણ વાચાનાં પ્રાણી મારાં, કોણ દયા ધરનાર? ૧.
હાય બુરી છે પશુ મુગાંની, ચેતો સૌ નર–નાર!
જે નર પાળે પ્રીત ધરીને, તે નર સુખી થનાર. ૨.
પ્રીત પશુ પર જે નર કેરી, તે પર હું બલહાર;
દયા વશાવી તમ દિલજાને, કરજો પરોપકાર. ૩.

### દોહરો.

પરમેશ્વરનાં પ્યારની, ભવે હોય જો ભૂખ;
પશુ તણાં કર દૂર તું, જુલમ, રંજ ને દુઃખ.

# અરજ એટલી, હું કરૂં તને !

## લલિત્ત છંદ—ધનાસરી.

(રાહ): "અરર અંબિકા! માત માહરી."

સમજ માનવી! વાત માહરી,
નજર આ ભણી, નાખ તાહરી.
નિરખ પ્યારથી, સર્વદા મને,
અરજ એટલી, હું કરૂં તને. ૧.

સરસ ભોજનો, રોજ તું જમે,
જુલમ રોજનો, રે પશૂ ખમે!
કદરદાન તું, કેમ નાં બને?
અરજ એટલી, હું કરૂં તને. ૨.

સખ્ત તાપમાં, કામ રે કરૂં,
કદર કોણને? હું ભલે મરૂં!
ફરજ ભૂલવી, કેમ રે જને?
અરજ એટલી, હું કરૂં તને ૩.

પરમ પ્યારથી, પાળશે પશૂ,
નહિજ પામશે, દુઃખ તું કશૂં;
સતત પાડજે, પાર આસને,
અરજ એટલી, હું કરૂં તને. ૪.

દિલ વિષે દયા, રાખ તું જરા,
વચન પાળજે, જાનથી ખરા;
મદદ આવશે, કોઈબી દને,
અરજ એટલી, હું કરૂં તને. ૫.

### દોહરો.

પ્રાંણી પર પ્રીતી ધરો, જાંણી ફરજ જરૂર;
તાંણી તન-મનની દયા, કહાંણી ટાળો ક્રૂર.

# સખિ આવોની, પ્રાણીની કીર્તિનું કિર્તન ગાઇએ.

## નૂર સારંગ–ગરબી–તાલ દાદરો.

(રાહ): " સખિ ચાલોની, જોવાને જૈયેરે મહિમા આજનો."

સખિ આવોની, પ્રાણીની કીર્તિનું ક્તિન ગાઇએ;
સજ થાવોની, હૈયે હીત વધાવી નિત હરખાઇએ.—(ટેક)

'પશુ–હક–રક્ષક' પોથી લાવો,
ધરિ બ્હેન ઉમંગ તમે આવો;
પશુ ગુણ કેરા ગરબા ગાવો—સખિ૦ ૧.

ટળિ રંજ બધી એથીજ જશે,
સુખ દેશ મહીં એથીજ થશે;
કુલ દેશોદય એમાંજ વશે—સખિ૦ ૨.

ધરિ દાઝ પશુને જે મ્હારશે,
શુભ અંતરની આશા પાશે;
વળિ વિઘ્ન ખરેખર વહિ જાશે—સખિ૦ ૩.

જે પ્રાણીનાં સંકટ ટાળે,
જે પશૂ તણે પ્રીતે પાળે;
તે ભવ આખો જશનો ભાળે—સખિ૦ ૪.

હૈયાંમાં હીત વધાવીને,
બચપણથી વ્હાલ બતાવીને;
જિવિયે, તો જૈયે ફાવીને—સખિ૦ ૫.

લે જતન પશૂની જે દેશે,
અથડાય નહીં રૈયત લેશે;
ઈતિહાસ વળી કીર્તિ કહેશે—સખિ૦ ૬.

દિલ–જાન પશૂ પર નિત રાખી,
શુભ વેણુ સદા એને ભાખી;
ભોગવિયે લાભ ભલા ચાખી—સખિ૦ ૭.

### દોહરો.

સમજ રાખ સૃષ્ટિ વિષે, પશૂ તણો લે ધર્મ;
નક્કી સાથ તુજ આવશે, દયા, ધર્મ, સત્કર્મ.

# ખેતીની આબાદાંની પશૂ પર લટકેલી છે.

## ગરબી.

( રાહ ): " સખિ પડવે તે આવી પ્હેલીરે."

સખિ સાંભળજો શીખ સારીરે,
કહું વાત તે લેજો વિચારી રે;
નેક નાર બનો સંસારી—
ધરી દીલ પ્યાર, પશૂને પાળો રે. ૧.

સુખ પોતે પશૂ જો પામેરે,
દેશમાં દ્રવ્ય, જશ, લાભ જામેરે;
શ્હેર કીર્તિ વળી લે નામે—
ધરી દીલ પ્યાર, પશૂને પાળો રે. ૨.

બહુ લાભ પશૂઓ આપેરે,
વળી દેશનું દળદર કાપેરે;
મુર્ખ લોકો કરી જુલ્મ તાપે—
ધરી દીલ પ્યાર, પશૂને પાળો રે. ૩.

નેક નારો પશૂ સંભાળે રે,
બાપડાંનાં દુઃખો સર્વ ટાળે રે;
બહુ પ્રીત ને ચીતથી ભાળે—
ધરી દીલ પ્યાર, પશૂને પાળો રે. ૪.

ખેડુ ખેતર એથી ખેડે રે,
ભાઈ બ્હેનને જમવા તેડે રે;
વળી હોય કરજ તે ફેડે—
ધરી દીલ પ્યાર, પશૂને પાળો રે. ૫.

એજ એની ઉમેદો મોટી રે,
બ્હેન ! બીજી બધી છે ખોટી રે;
એજ પશુઓ અપાવે રોટી—
ધરી દીલ પ્યાર, પશૂને પાળો રે. ૬.

બાપડાંના ઘણાં ઉપકારો રે,
નહીં તલ બાર ટેક તમારો રે;
ખાઈ જીવે સુકો ઘાસ ચારો—
ધરી દીલ પ્યાર, પશૂને પાળો રે. ૭.

આશ જે કો પશૂની કરશે રે,
તેજ ભવ પાર દિલજાન તરશે રે;
મો'ત સુખકારક લઇ મરશે—
ધરી દીલ પ્યાર, પશૂને પાળો રે. ૮.

### દોહરો.

પશૂ હોય તો દેશની, ખેતી આબાદાંન;
ખેતી આબાદાન તો, રૈયતમાં ગુલતાંન!

---

## રાજા અશોકનાં ૧૪ ફરમાનો માહેલું એક ફરમાનઃ "આખા દેશની લંબાઈ પોહળાઇએ માણસો તેમજ જનાવરો માટે વૈદાંની મદદ અને આસ્પીટલો સ્થાપવી."

---

### કલ્યાણ.

(રાહ): "ભલે પધાર્યો ભૂપતી, સરસ અને શુરવીર."

પ્રાન્ત કાઠિયાવાડનું, સરસ એક છે સ્થાન;
નગર નામ "ગિરનાર" શુભ, જ્યાંનો રાજા મ્હાન: ૧.

અશોક જે પુર્વે થયો, ઇસ્વિ સનની સાલ;
વરસ અઢીસેં પર પ્રથમ, તે બહુ હતો કૃપાલ. ૨.

ધર્મી ને ધુંધી હતો, હતો પર્ગજૂ વીર;
પ્રજા-હીત ધરનાર ને, અંતર માલ અમીર. ૩.

હતાં રચ્યાં તેણે જુઓ, સરસ ચઉદ ફરમાન;
મહત્વતા તેમાં ભરી, હતી ખરેખર મ્હાન. ૪.
તેમાં એક હતું ઘણું, દયા થકી ભરપૂર;
જનાવરોને પાળવા, હેતું બોધ જરૂર. ૫.
"દેશ તણી પ્હોળાઇને, દેશ તણી લંબાઇ;
જનાવરો ને જન વિષે, કરવી ઘટે સફાઇ. ૬.
ઔષધશાળા સ્થાપવી, કરવા દર્દો દૂર;
વધે તોજ આરોગ્યતા, યશ–જશ મચે જરૂર." ૭.
અશોક સમ રાજા ગયો, કરી હુકમ જો એમ;
કોણ પજવશે પ્રાણિને, નહીં પાળિયે કેમ? ૮.
પશૂ અને પંખી તણો, માનવ પર આધાર;
ચેત ચેત દિલ–જાન તું, તોજ થશે ભવ પાર. ૯.

**દોહરો.**

જરદારો જગમાં કરે, ખરેખરો જો ધર્મ;
તોજ ખિલે સંસારમાં, પશૂ તણું સત્કર્મ.

---

# નામદાર સર દિનશાહજી માણેકજી પિટિટ, બારોનેટ સાહેબે જનાવરો માટે બંધાવેલી "બાઇ શાકરબાઇ દિનશાહ પિટિટ આસ્પીટલ" વિષે.

**ગરબા છંદ.**

(રાહ): "હિર હરિને કોઇ આ ઠામ, રે નથિ રે'વાનું."

સરદાર સખી શુરવીર, સર દિનશા' પીટી;
અંતરમાં દીલ અમીર, નેક વળી નીતી—(ટેક)
અકાબરોમાં જેણે આજે, અંકાવ્યું નિજ નામરે;
શુરો ગણાયો સખાવતોમાં, કીર્તિ ગામેગામ.–સર૦ ૧.

સર જમશે'જી જિજિભાઈનો, થયો બિજો અવતાર રે;
કોમ અને પરકોમ મહીં મસ, કીધા પરોપકાર.—સર૦ ૨.
નેક ઘડીએ જગમાં જન્મી, નેકજ કીધાં કામ રે;
કૈં દુઃખિયાંનાં દુઃખો કાપિયાં, નિશ્ચળ કીધું નામ.—સર૦ ૩.
માણકજી પીટીને પેટે, જનમ્યા બેઉ સપૂત રે;
નશરવાનજી નેક ગણાયા, દિનશા' સખી અખૂટ.—સર૦ ૪.
હોય પડેલો ભલે ધૂળમાં, હિરો ન છોડે તેજ રે;
દિનશાજીનો જુઓ દાખલો, સાચો રેજેરેજ—સર૦ ૫.
સખી બાપનો સપૂત બેટો, સખી નકી અંકાય રે;
દિનશાજી પીટીનાં ગુણ ગિત, ઘરઘર આજ ગવાય.—સર૦ ૬.
શીશ ઉપર સત ઉડી રહી છે, કીર્તિની કલગીર રે;
દુલ્લાં દિલની સખાવતોથી, આલમ ગણે અમીર.—સર૦ ૭.
ઔષધશાળા સ્થાપી વળતાં, કૈં કૈં આશ્રમસ્થાન રે;
કૈં દરદીને રાહત દીધી, સુખી થયાં ઇનસાન—સર૦ ૮.
લાખોની આ સખાવતોથી, જગે થયા મશહૂર રે;
પ્યાર પ્રજાનો પામ્યા પંડે, ભવ–જશ પણ ભરપૂર.—સર૦ ૯.
કેળવણીનાં કાંમોમાં પણ, નિશદિન આગેવાન રે;
સરકારે ને દરબારે ખુદ મેળવિયાં મસ માન.—સર૦ ૧૦.
કંઇક સભાના સરનશીનનો, ભોગવિયો અધિકાર રે;
કૈં મંડળ ને મીલો કેરા, ઠર્યા સરસ સરદાર.—સર૦ ૧૧.
અઢાસેંને સિત્યાસીમાં જ્યાર "જુબીલી" થાઈ રે;
"શેરિફ" પદ મુંબઇનું પામ્યા, સરકારે સ્થાપાઇ.—સર૦ ૧૨.
કલકત્તાની કાઉન્સીલનાં, મેમ્મર કેરૂં માન રે;
ભોગવિયુંને વળતો લીધો, "સર નાઇટ"નો મ્રાન!—સર૦ ૧૩.
મ્હારાણી સાહેબે જ્યારે, દિઠા સખી શુરવીર રે;
"બારોનેટ" તણી પદ્દિ દે, કીધા ખાસ અમીર.—સર૦ ૧૪.
જિવ્યાં નહીં આ સુખ જોવાને, લેડી શાકરબાઈ રે;
ભલી જેમની સલ્લાહોથી, મળી ઉંચ સરસાઇ.—સર૦ ૧૫.

લખી રાખજો, મળશે જેને, જગમાં નારી નેક રે;
સદા વધે છે તે નર કેરો, જગે દરજ્જો—ટેક.—સર૦ ૧૬.
શાકરબાઈ હતાં સંસારી, ઉરનાં અતી ઉદાર રે;
પિટીટનાં પરિવાર તણે બસ કર્યું ખરે ગુલ્જાર!—સર૦ ૧૭.
ઇનસાંનોના આશ્રમસ્થાંનો, થયાં જયાર ભરપૂર રે;
હેવાંનોનોનું હીત ધરીને, નજર કરી બહુ દૂર.—સર૦ ૧૮.
શાકરબાઈ હતાં પ્રાણીનાં ખાસ ભલું ચ્હાનાર રે;
સર દિનશાએ નિજ મનમાં પણ રાખ્યો તેજ વિચાર.—સર૦ ૧૯.
ડીસેમ્બરની દસમી તારિખ, ચોર્યાસીનું સાલ રે;
આસ્પીટલ ખોલાવી પોતે, ખલકત બની ખુશાલ.—સર૦ ૨૦.
હિંદ તણાં હાકમ ડફરીને, કીધી ક્રીયા ખાસ રે;
ઇનસાંનો ને હેવાંનોમાં, ઉપજાવી શુભ આશ.—સર૦ ૨૧.
પશૂ તણી આફતનો એવો, થયો ભલો અટકાવ રે;
સખી નઝરથી મૂગાંઓને, મોટો મળ્યો બચાવ.—સર૦ ૨૨.
શાકરબાઈ તણા શુભ નામે, ઑસ્પીટલ ખોલાઈ રે;
ધણી અને ધણિઆણી કેરી, બધે કિરત બોલાઈ.—સર૦ ૨૩
જુલમગાર ગાડાંવાળાઓ, દેતા જે જે રંજ રે;
નાશ થયો તેનો આ મળતાં, સખાવતી શુભ ગંજ.—સર૦ ૨૪.
ઇનસાંનોની દાઝ ધરી દિલ, ભુલ્યા નહીં હેવાન રે;
પશૂ તણી પણ પંડે પ્રીતે, જગમાં કરી પિછાન.—સર૦ ૨૫.
ધન ધરણી પર ધર્મ થયો આ, ઉમદા અને ઉદાર રે;
પશૂ અને પંખીનાં આશિષ, એળે નથી જનાર.—સર૦ ૨૬.
અનેક ધર્મો છે આ નરનાં, પણ એ શ્રેષ્ટજ ધર્મ રે;
પશૂ તણે સુખ દેવું એવું, નથી બિજું સત્કર્મ.—સર૦ ૨૭.
મૂગાંની આશીષ મળે છે, જુઓ દિવશ ને રાત રે;
ધન્ય જિવન ઉમરાવ સખીનું, વિશ્વ મહીં વિખ્યાત.—સર૦ ૨૮.
આશ્રમસ્થાન પશૂનું શુભ આ, દુઃખ કુલ કરશે દૂર રે;
રાહત મળશે જનાવરોને, સુખી થશે ભરપૂર.—સર૦ ૨૯.

પ્રાણી દુઃખ–નિવારણ કેરી, પ્રથમજ છે આ પ્હેલ રે;
સર દિનશાએ સખાવતોથી, રસ્તો કીધો સ્હેલ.–સર૦ ૩૦.

ધન્ય જન્મ ધરણી પર લીધો, કીધાં બહુ શુભ કામ રે;
શું શ્હેરે કે ઘેરે જન જન, ગુણ ગિત ગાય તમામ.–સર૦ ૩૧.

દાણાનાં વ્યાપારીઓ ને, મુકાદમોની સ્હાય રે;
આશ્રમસ્થાન નિભાવા કાજે, ખરેખરી વખણાય.–સર૦ ૩૨.

સર દિનશા સમ સખી પુરૂષથી, દિપી રહ્યો છે દેશ રે;
જિવજો જુગજુગ એવા આશિષ આમિન કર પરમેશ !–સર૦ ૩૩.

હિંદુ શેઠો ખરી ખંતથી ચાહ્ય સફળતા પૂર રે;
ભાવ ધરીને આ આશ્રમને, કરે મદદ ભરપૂર.–સર૦ ૩૪.

ખચિત પશૂનું પુન્ય મ્હાન છે, સુણો સખી દાતાર રે;
સર દિનશાને પગલે ચાલી, કરો હજી શુભ કાર.–સર૦ ૩૫.

પર ઉપકારી પુરૂષ કદી પણ, છુપ્યો નહીં છુપાય રે;
ખિલે મોધરો ગુલશનમાં તો, તુર્તજ તે પમરાય.–સર૦ ૩૬.

શાકરબાઈ તણું નિત રહેશે, અંમર જગમાં નામ રે;
પશૂ તણું લીધું પુંન મોટું, કરી કિરતનું કામ.–સર૦ ૩૭.

દુવા એજ દિલ–જાન તણી છે, દિનાનાથને દ્વાર રે;
અચળ રહી આબાદી પાંમો, પિટીટનું પરિવાર !–સર૦ ૩૮.

**દોહરો.**

પશૂ તણે જેવું દિધું, સુખ તમે આ ઠાર;
તેવું સુખ ત્યાં પામજો, સર દિનશા'ની નાર !

---

# દેશ તણી દોલત છે ગાય.

## યમન કલ્યાણ—ચોપાઈ.

(રાહ) : "ભવ ભય જેથી ઉતરૂં પાર."

પ્રાણી પર ધરવી નિત પ્રીત,
એજ સજનની રૂડી રીત;
ગાય સદા મીઠું પય પાય,
દેશ તણી દોલત છે ગાય. ૧.

દેશ વિષે આબાદી એજ,
દેશ તણું છે એ તો તેજ;
દેશ બધે એથી વખણાય,
દેશ તણી દોલત છે ગાય. ૨.

પ્રાણી પર સઘળો આધાર,
એ વણુ ખેડૂતો લાચાર;
દેશ તણી વળિ સંપતિ જાય,
દેશ તણી દોલત છે ગાય. ૩.

ધરણીમાં મોટો છે ધર્મ,
કરી બતાવો સૌ સત્કર્મ;
તોજ ખરા શુરવિર પર્ખાય,
દેશ તણી દોલત છે ગાય. ૪.

ગોરક્ષણનાં લાભ અપાર,
વધે ધાન્ય–ધન દ્વારોદ્વાર;
ખલક બધીજ દહી–દુધ ખાય,
દેશ તણી દોલત છે ગાય. ૫.

હોય ખુશી કરવો જગદીશ,
તો લો પ્રાણીના આશીષ;
સત્કર્મો છે એજ ઉપાય,
દેશ તણી દોલત છે ગાય. ૬.

રાખ સમજ સાચી દિલ-જાન,
મનમાં ધર મૂગાંનું માન;
નિશદિન થા પ્રાંણીને સ્હાય,
દેશ તણી દોલત છે ગાય. ૭.

**દોહરો.**

હર્ષનાદ નિત હિંદમાં, ક્યાર અતીશય થાય ?
હિંદીવાંનો જો ગણે, માય સમી નિજ ગાય.

---

# સખીરી, પ્રાણી તણી પ્રીત ધરિયે.

**ગરબી.**

( રાહ ) : " રૂડાં તણો સંગ કરિયે, સખીરી, બૂરાંથીજ ડરિયે."

પ્રાંણી તણી પ્રીત ધરિયે, સખીરી,
પ્રાંણી પર પ્યાર કરિયે—( ટેક )
પ્રાંણી હશે તો પ્રાંણ ઉગરશે,
કૃપા વળી નાથ કેરી ઉતરશે;
તેનાં ગુણો ન વિસરિયે—
સખીરી, પ્રાણી પર પ્યાર કરિયે૦ ૧.

ખેડૂત કેરો પ્રાણજ પ્રાણી,
કોણ સુણે મૂગાંની કહાંણી ?
દાઝ ધરી રંજ હરિયે—
સખીરી, પ્રાણી પર પ્યાર કરિયે૦ ૨.

ઢોર વિનાં સંસારજ સૂનો,
બાપ ગણ્યો છે ઢોરજ ભૂ[1]નો;
એનીજ સ્હાયે[2] તરિયે—
સખીરી, પ્રાણી પર પ્યાર કરિયે૦ ૩.

---

૧. પૃથ્વિ; જમીન. ૨. મદદે.

પ્યાર ધરી જે પ્રાણી પાળે,
તે ભવ ફેરી આફત ટાળે;
સંતોષ સાથે મરિયે—
સખીરી, પ્રાણી પર પ્યાર કરિયે૦ ૪.

દિલ-જાનથી નિત્ય રક્ષણ કરિયે,
મૂગાં તણાં દુ:ખ દાઝે હરિયે;
ભવને ભલાઇથિ ભરિયે—
સખીરી, પ્રાણી પર પ્યાર કરિયે૦ ૫.

### દોહરો.

મુસલમાન કે પારસી, હિંદુ કે અંગ્રેજ;
દયાવાનનો ધર્મ તો, "દયા" બતાવે એજ.

---

## પ્રીતી પ્રાણી પર જે ધરશે, તે તો ભવને પારજ કરશે.

### કાલિંગડા—લહરા.

(રાહ): "ક્યું જી આશક જો મરજાતે."

પ્રીતી પ્રાણી પર જે ધરશે, તે તો ભવને પારજ કરશે;
સુખદાયક મોતે તે મરશે, સંતોષી મુખ લૈને ફરશે;
આ ભવ કેરો સાગર તરશે, આફત ને સંકટ કુલ હરશે;
વધશે ને વધશે દર વરશે, જશકારક જામે ભવ ભરશે;
લાયકમાં લાયક તે ઠરશે, હીત વિષે જે ખાસ ઉતરશે;
ખૂબીથી નહિ ખરશે, પ્રીતી, રંજોથી નહિ ડરશે—પ્રીતી૦
પ્રાણી પર પ્રીતી ધરનારો આ જગમાં સુખિયારો થાશે,
તે ભવમાં તે જાશે ત્યારે સ્વર્ગ વિષે નહિ ન્યારો થાશે;
પ્રાણી પર જે પ્રીતી ધરશે, તેજ ખુદાનો પ્યારો થાશે;
પ્રાણી પર સખ્તી કરનારો જગમાં બેઉ અકારો થાશે;

નહીં જુલમ મૂગાં પર કરિયે, તે સૃષ્ટિ–પાળકથી ડરિયે,
મનમાં કૈં માયાને ધરિયે, તોજ સફળ આ ભવ તરિયે;
નેક પશૂ–પ્યાર છે, અંતરે ઉદાર છે, }
સત્યમાજ સાર છે, અંતરે ઉદાર છે; }
દેહ સફળ તું કરશે તારી, પામે તુજ દિલજાનબિ યારી,
રાખ લખી, જોશે તે ખ્વારી, બદ, બદ—મો'તે મરશે—પ્રીતી૦

દોહરો.

બાલકડાં સમ જો પશૂ, પ્રીતે બધે પળાય;
ભરતખંડના ભાગ્યનો, તોજ ઉદય ત્યાં થાય.

---

## પશુ–દાજ હવે કૈં દીલ ધરો.

ત્રોટક છંદની ચાલ પર.

(રાહ): તકદીર વિના તદબીર લુલી,"

જન કેમ ગયા ભવ ભાન ભુલી,
સુણ આદમ! તારી આંખ ખુલી;
બહુ થાય મુગાંનો હાય મરો,
પશુ–દાજ હવે કૈં દીલ ધરો. ૧.

અમ કોણનિ આશ કહો કરિયે,
ભવ–સાગર કેમ કહો તરિયે;
દિલ શાન્ત કરી સુવિચાર કરો,
પશુ–દાજ હવે કૈં દીલ ધરો. ૨.

જગમાં બહુ પ્રાણી કામ કરે,
વણ એની, કાજ ન કોઇ સરે,
હક એનો કોણ ગણેછ ખરો,
પશુ–દાજ હવે કૈં દીલ ધરો. ૩.

બહુ પ્રાણી માત્ર મુઝાય જગે,
નવ લેશ જુઓ રિઝવાય જગે;
પરમેશ થકી પણ ભાઈ ડરો!
પશુ–દાજ હવે કૈં દીલ ધરો. ૪

જન કોઇ દયા જો નહિ કરશે,
દિલ–જાન સુખી થૈ શું ઠરશે;
નર કોઇ સખીમાં સત્ય ઠરો,
પશુ–દાજ હવે કૈં દીલ ધરો. ૫.

**દોહરો.**

પશૂ કરે છે પ્રાર્થનાં, સાંભળ ઓ ઇન્સાન !
તુજ જિવ જેવો જાળવે, જાળવ તેજ સમાન.

## માનવી ! તારી દયાનો ફાળો આપ !

### હોરી કાફી–તાલ દિપચંદી.

(રાહ): "સાંવરો અજહું નહિ આયો."

પ્યાર રાખી પશૂને પાળો, બાપડાંનાં દુઃખો સર્વ ટાળો—ટેક.
દેશ ખિલે છે એજ પશૂથી, દેશનો એજ ઉછાળો;
ગોદ્રવ્ય વણ દેશ કેરો બિગડશે,
સમજો ખરેખાત તાળો, ભાવ ધરી ભાઇ ભાળો.
બાપડાંનાં દુઃખો સર્વ ટાળો.— ૧.

પ્રાણી તમોથી ચાહે બચારાં, માત્ર દયાનો ફાળો;
"ટાળો અરે માનવીઓ ! અમારો,
કષ્ટ તણો દીન કાળો, અંતે જરા હાથ ઝાળો.
બાપડાંનાં દુઃખો સર્વ ટાળો.— ૨.

પ્રાણિ તણાં દુઃખ કેરા જુઓની, અરકે ભર્યાછે ખાળો;
ચતુર પુરૂષ દિલ–જાનથિ ચેતી,
ચોંપ ધરીને ચાહો, અમના[1] હક સંભાળો."
બાપડાંના દુઃખો સર્વ ટાળો.— ૩.

**દોહરો.**

જે રાજાના રાજમાં, પશૂ સુરક્ષણ થાય;
તે રૈયત રાજા તણી, દિન દિન ચઢતી જાય.

---

૧. અમારા.

# પશૂ-પંખીઓનું પ્રભાતિયું—સૃષ્ટિની શોભા પશૂ-પંખીઓથીજ છે.

—⟡—

## ભૈરવ-પદ.

( રાહ ) : બિયાહ્‌ને આયે રામ જનકપુર દશરથજી કે લાલારે."

શી રચના છે સર્વે જગતની, ખલકત આજ બિરાજે રે;
દિનાનાથનું સર્વ કૃત્ય છે, અલ્પ આદમી કાજે રે. ૧.

બાગ મહીં બુલબુલ બેઠાં છે, પઢવા નેક નિમાજે રે;
સુંદર પંખી ભજન ગાય છે, દિલખુશ સરસ અવાજે રે. ૨.

સૃષ્ટિની શોભા આ સારી, પશૂ-પંખિથી ગાજે રે;
પ્રાણીની લીલાથી સઘળે, નૌબત-વાજાં વાજે રે. ૩.

શું રૈયત કે રાજા સૌને, પ્રાણી એજ નિવાજે રે;
ખેતીની આબાદી કેરો, ઇલાજ એ છે આજે રે. ૪.

પદાર્થે પોષણ કરવા કેરા, એજ પશૂઓ પાજે[૧] રે;
ગાય તણું પય માય સમૂં છે, બાલ તણે દિલ દાઝે રે. ૫.

ખેડુત સંધા હળ હાંકે છે, આ પ્રાણીને સાજે રે;
એજ પશૂને જીવન કેરૂં, માન ખરેખર છાજે રે. ૬.

શું શ્હેરે કે ઘેરે-ગામે, મંડળ અને સમાજે રે;
ઓ દિલ-જાન! પશૂ-પંખીને, સત-માયાથી ન્હાજે રે. ૭.

## દોહરો.

દ્રવ્ય એજ છે દેશનું, એજ મુલકનું માન;
દલીદ્રતા દુર જાય છે, ટળે દેશની હાન.

---

૧. પાય.

# ગોમંડળની અરજી.

"Tramp-Tramp"—( રાહ. )

રે જનો! દયા ધરો! જુલ્મ કાં તમે કરો?
રાખવી ઘટે દયા તણી નજર;
જાનવર મુગાં અમે, કાં સિતમ કરો તમે!
માનવી ગણાય કયમ દયા વગર!

( કોરસ )

દયા—દયા—દયા—દયા—દયા,
દયા વિના ન કોઈ આસ છે;
જાનવર નિરાશ છે—રે! નકીજ નાશ છે,
આજ એક અર્જી નમ્ર ખાસ છે.

મંડળી ઉભી કરો, સર્વ સંકટો હરો,
રાખવી મયા—દયા અમો ઉપર;
કાયદા ભલા ઘડી, ન્યાયથી સદા લડી,
હલમલાવિ નાખવું કુલે નગર!

( કોરસ ) ૨.

હર હમેશ હાર છે, રંજનો ન પાર છે,
કોણને બતાવિયે વિલાપ આ?
માનવી ભલાં તમે, ને પશૂ મુગાં અમે!
મન ઉપર લિયો ઠશાવિ છાપ આ.

( કોરસ ) ૩.

છે ઘણાંજ કામના, રે! નથીજ નામના,
શું ધરે ન કોઈની કદર કશી?
અમ તણું રણજ ખિલે, અમ થકી વણજ[1] ખિલે,
રે સખી! બહાર આવજો ધસી.

( કોરસ ) ૪.

દેશનો ઉજાસ છે, આ પશુ પ્રકાશ છે,
વર્ષમાં જુઓ મરેછ કેટલાં !
બહુ પિડાજ પાય છે, ક્રોડ જાન જાય છે !
શું બચી શકે નહીંજ એટલાં ?

( કોરસ ) ૫.

છે કસાઈ ઘાતકી, શું પુરાજ પાતકી–
માનવી? નહીં ! નહીં ! નથીજ ક્રૂર;
એજ જો કદર કરે, દીન દુ:ખનો દૂરે,
રંજ એ રિતે બધીજ થાય દૂર.

( કોરસ ) ૬.

દિલ વિષે દયા ધરી, જાનની કદર કરી,
ધ્યાન અર્જ પર જરૂર આપજો;
માગતાં નથીજ જર, ફકત રહેમની નજર !
દાદ લૈ દુ:ખો અનેક કાપજો.

( કોરસ ) ૭.

**દોહરો.**

જનાવરોનાં જીવનું, રક્ષણ કરવા કાજ;
ક્ષણભંગુર સંસારમાં, દિલમાં રાખો દાઝ.

---

# ગોરક્ષણ વિષે ગેબી અવાજ.

**રેખતા ગજલ.**

( રાહ ) : " મેરા યાર જાંની રસુલ્લા ખુદાકા."

હમેશાં દિલે દાઝ ધરજો પશુની,
કરી ત્યાં અદા નેક ફરજો પશુની. ૧.

જતનથી જિવાડો મુગાંને બચારાં;
તમે હરકતો સર્વ હરજો પશુની. ૨.

અરજદાર એ છે, તમે છો અમલ પર;
સુણી ટાળજો રંજ અરજો પશૂની. ૩.

નથી આશરો તમ શિવા કોઇ કેરો;
સદા પક્ષમાં બસ ઉતરજો પશૂની. ૪.

તમારી ફરજ તે તમે બસ બજાવો;
ધરે પર ? ધરો નહિ કદર જો પશૂની. ૫.

તમોને ઘણા કામનાં એ બચારાં;
સદા લાગણી ત્યાં સમરજો પશૂની. ૬.

દુવા એજ દિલ-જાનથી સર્વ ચાહો;
સુખે નાવ સંસાર તરજો પશૂની. ૭.

**દોહરો.**

બ્હાર પડો, હે નર સખી, લો આ ખાટી માન !
બંધાવો બંતે બધે, ઉત્તમ આશ્રમસ્થાન.

---

## સૃષ્ટિ શાથી ગુલજાર છે ?

**ગજલ.**

(રાહ): "યારકી કોઇ ખબર લાતા નહીં."

શ્રેષ્ટ સૃષ્ટિમાં પશૂનો પ્યાર છે,
આ પશૂથી જહાન કુલ ગુલ્જાર છે. ૧.

એ ઉપર વ્યાપારની વૃદ્ધિ બધી;
ને વણજનાં એ ઉપર કુલ કાર[૧] છે. ૨.

માનવી ! તું લે વચન દિલમાં લખી:
આ પશૂ વિન જગતમાં અંધકાર છે. ૩.

ગુલ પશૂ છે હિન્દના ગુલશન તણું;
રે ટકેલો એ ઉપર સંસાર છે. ૪.

---

૧ કામ.

ઇનસાન છે તો ચાલજે ઇનસાન સમ;
આ પશૂ જગ–બાગ કેરો બ્હાર છે. ૫.

વિન "દયા" બીજું નથી કૈં માગતાં;
તેમનો તમ પર બધો આધાર છે. ૬.

પાળજો પ્રીતે તમે પ્રાણી બધાં;
તમ તણી શેવા થકી તૈયાર છે. ૭.

ઘાશ–ચારો પણ જઇ પોતે ચરે;
કયાં તમારા શીશ પર કૈં ભાર છે. ૮.

જો કરે શેવા તમારી રાત–દિન;
તો તમો પર હક્ક બિન–તકરાર છે! ૯.

એ બચારાં જાય કો'ને આશરે?
કોણ એની દાદ ત્યાં ધરનાર છે? ૧૦.

રાખજો દિલ–જાનમાં સાચી દયા;
બાપડાં તમ પર બધાં બલહાર છે. ૧૧.

દોહરો.

લાભ તપાશી આપશે, લાખ રૂપૈયા લાંચ;
કંઠે દેતાં આવશે, પશૂ વિષે પૈ પાંચ!

---

## હીંસા કરવી નહીં.

---

### મરાઠી ચાલની શાખી.

(રાહ): "જયારે બદકારો રાખે છે, મુજ પર કીનો ભારી."

કાંન ધરો આ કાંઇ કદરથી, અરજી નમ્ર અમારી;
રાત–દિવશની રંજ રજૂ ત્યાં, કરિયે પાંસ તમારી. ૧.
જયાર પશૂ–પંખી પર મોટો, હક્ક બધાંય કરે છે;
ત્યાર કહોની, દાઝ તેમની, લાખે પાંચ ધરે છે? ૨.

બિગાડિયું શું કહો પશુએ, ઓ ઇન્સાન! તમારૂં?
દયા બધી દિલ્લી નાઠી, કે હિત્ત ન ચાહ્યુ અમારૂં? ૩.

નહીં તમારો જડે આશરો, કોણ અમારો બેલી?
વધૂ સર્વથી માનવ-મનમાં, દયા પ્રભૂએ મેલી. ૪.

આદમનાં આધાર ઉપર છે, પ્રાંણી તણો ગુજારો;
કોણ થકી છે વૃદ્ધિ વિશ્વે, ઓ ઈન્સાન, વિચારો! ૫.

સર્વ ધર્મનાં ફરમાંનોમાં, પશૂ વિષે છે પ્રીતી;
શાન્ત મને ત્યાં શ્રવણ કરે છે કોણ શ્રેષ્ટ આ નીતી? ૬.

ભલે કરો ઉપ્યોગ અમારો, ઓ ઈન્સાન! સુ-રીતે;
પરમેશે પ્રાંણી કીધાં છે, સદા પાળવા પ્રીતે. ૭.

લાયક જો ઉપ્યોગ કરો તો, જરૂર જિવ પણ દેશું;
તેમ અમે વળતી આશામાં, આશાભિરજ રે'શું! ૮.

ભલે અમારી શેવા લેવી, પણ સંતોષે રાખો;
દૂર અમારાં દુઃખ કરી કુલ, ભલાં વચન બસ ભાખો. ૯.

હાય! હાયરે! હિંસાથી તો, જડજ અમારી જાશે!
વિચાર, ઓ ઇન્સાન! પછી આ, દેશ તણું શું થાશે! ૧૦.

ખેતીની આબાદી કેરી, થાશે ધુળ ને ધાંણી;
હામ ધરી હિંસા અટકાવો, તોજ મટે આ હાંણી; ૧૧.

જુલમ બધો સાંખે પ્રાણી પણ, જિવતો જરૂર બચાવો;
ઓ દિલ-જાન! દયા રાખો કૈં, જરા દયાળૂ થાવો! ૧૨.

**દોહરો.**

સહન કરે સૃષ્ટિપતી, કદી ન એવાં કામ;
હટો જનો હિંસા થકી, તુંદી તજી તમામ.

# ગાય જેવું ગુણવાંન કોઇ નથી.

## ધોળ—રામગ્રી.

(રાહ): " કુંવરી કુંવર મ્હારાં લાડકાં."

આજ હરખાઈયે બ્હેન હેતથી, ગાઈ પશૂનાં ગીત;
પ્રાંણી પ્રિતે સર્વ પાળિયે, નિયમજ રાખી નીત. ૧.

એજ દ્રવ્ય વધારે દેશનું, એથી ઉદય સર્વે થાય;
લાભ બતાવે લક્ષ્મી, દળદર શીઠી જાય. ૨.

ગાય કેરા ગુણો કોણ ગાશે, બહુ બહુ ગરવી જાત;
તેની કહો કેમ કરિયે, નિર્દય દિલથી ઘાત? ૩.

રંકમાં રંક છે જાત પ્રાણી, જાણી ધરવો પ્યાર;
જાય પળાયાં એથી, રંક તણા ઘરબાર. ૪.

દૂધ અમૃત્ત સરખું આપે, દુધનાં દહિ—છાસ થાય;
ઘરમાં પિયે છાસ છોરાં, આખૂં કુટુંબ પળાય. ૫.

વળી માખ્ખણ તણું ઘી થાતાં, પકવાન પાકાં થાય;
કોણ તણાં એ પ્રતાપે? ગુણવંત ગરવી **ગાય**! ૬.

નિત્ય **દિલ—જાન**માં હીત રાખી, ધરવી પશૂ પર પ્રીત;
ભુલિયે કદી નહીં ભવમાં, રમણી! તમારી રીત. ૭.

## દોહરો.

પશૂ વિષે રાખો દયા, ભવે ન કરશો ભૂલ;
ગુણ ગાજો નિત ગાયનાં, ઉત્તમ દ્રવ્ય અમૂલ.

# પ્રાંણીની હાંણી.

"Money—Money"—( રાહ. )

તું સાંભળ શિખ્ય અલબેલા, નર, પ્રાણી પર ધર પ્રીત,
એ પ્રીતે ભવ તુજ તરશે તું ખચ્ચીત;
જો પાળે લઇ સંભાળ, ત્યાઁ રાખી લાયક રીત,
તો મળશે તેનાં લાભો ઉમદા નીત;
ઓ નર! તું ધર કૈં જ્ઞાન, છે પ્રાણી બહુ ગુણવાન,
તું છોડી દે ઓ બંદા! ખોટી છીત;
ધર પ્રાણી પર તુજ ધ્યાન, એ કરશે તુજ કલ્યાણ,
તું દે એના સુખ પર ઓ આદમ! ચીત;

( કોરસ )

પ્રાણી-પ્રાણી, ભારી હાંણી,
હાંણી હાંણી હાંણી હાંણી પાંમે દીનો-રાત;
એની કહાંણી, કોણે જાંણી?
જાંણી જાંણી જાંણી જાંણી, કરવી એની ધાત! ૧.

જો પોતે છે માયાળૂ, આ સૃષ્ટિનો સુલ્તાન,
તો આદમનું તે કયમ ખમશે અપમાન?
છે જગદીશ્વરનું એવું, આ ધરતી પર ફરમાન,
કે ન્હાનાં-મોટાં પ્રાણી પર દે ધ્યાંન;
માટે ઓ ઇન્સાંન! નાં થા તું નાદાંન!
ને આ મારી શુભ શીખામણ માન!
છે આદમ તો બળવાન, ને નબળાં છે હેવાન,
તો ભવમાં ભુલશે તું શું તારૂં ભાન?

( કોરસ ) ૨.

છે પ્રાણીઓ તો આજે, આ સૃષ્ટિનો સણગાર,
જે પાળે છે ત્યાં તેનો બેહડો પાર!
એ રંજ કદીબી કોને, શું આપે છે તલભાર?
એ બાપુલિયાં છે હરદમ તાબેદાર!

કર પ્રાણી પર બસ પ્યાર, સુખ જોશે તું સંસાર,
નહિ ભવમાં ખાશે કોઇ દિવશ પણુ હાર;
છે મોટું આ ગૌ-દાન, તું નોંધી લે દિલ-જાન!
શું સબળાં પર નબળાંનો નહિ આધાર?

( કોરસ ) ૩.

**દોહરો.**

ચાર દિવશ નહિ ચાલશે, ચલતી એ ઇન્સાન!
માટે મગરૂરી તજી, મૂગાંને દે માન.

---

# સદગુણી સ્ત્રીઓની ફરજ શું છે?

**ગરબા છંદ.**

(રાહ): " સારૂં સારૂં રે સૂરત શેહેર, મુંબઈ અલબેલી."

સહુ સજની આવો સંગ, રંગ રૂડો જમશે;
નહિ થાય ફરજનો ભંગ, ગુણિ જનને ગમશે.—(ટેક)

નર-નારીનાં નેક વિચારે, નેક થયાં બહુ કામરે;
અનાથ પ્રાણી ટળી રહ્યાં છે, આપણિ ઉપર તમામ—રંગ૦ ૧.

ધણી તણી ધણિઆણી કેરી, ખરી ફરજ છે એજ રે;
જનાવરો પર દયા રાખવી, ગણી દેશનું તેજ.—રંગ૦ ૨.

સારી સ્ત્રીનાં એજ સુલક્ષણ, ધરે પશુ પર પ્રીત રે;
તેજ સલૂણી સુખી થાય છે, ખલક મહીં ખચ્ચીત.—રંગ૦ ૩.

પશુ-વર્ગમાં ગુણવંતી છે, ઉત્તમ સૌથી ગાય રે;
છાસ, દહી, દુધ, માખણ, ઘીથી, આખો પંથ પળાય.—રંગ૦ ૪.

જે અમૃત સમ ગોરસથી લ્હાં, નિભાવિયે સંસાર રે;
તે રસની દેનારી પર નિત, અવિચળ ધરિયે પ્યાર.—રંગ૦ ૫.

જે ધણિયાણી ખરી ખુબીથી, લિયે પશૂનો ધર્મ રે;
તે જેવું નથિ સંસારે આ, સરસ બિજું સત્કર્મ.—રંગ૦ ૬.

ધિક્કારે જો ધણી તમારો, તુરત બતાવો ભૂલ રે;
કહેવું કે શું કદર બુજો છો, એ તો છે અનમૂલ.—રંગ૦ ૭.
ગાય બચારી ગરીબડીની, લૈયે નિત સંભાળ રે;
એજ ધરમ ધરતી પર મોટો, રીઝે પરમકૃપાળ.—રંગ૦ ૮.
એનું ખાતર ખેતે[1] લેતાં, ભૂમી થાય રસાળ રે;
નિજ **દિલજાને** લખી રાખજો, એનાં ગૂણ વિશાળ.—રંગ૦ ૯.

**દોહરો.**

જનાવરોને જાળવે, જે જન જગે જરૂર;
તે જન કેરી જીંદગી, રહે દુઃખથી દૂર.

---

## નાવ પશૂની જુઓ બચારી ડોળે ભર દરિયે!

---

**જિંજોટી–ઠુંમરી.**

(રાહ): "બજી જબ હવસકી બાંસરિયાં."

ફરજથી નહીં કદી ફરિયે,
પ્યાર પશૂનો હેત વશાવી હૈડાંમાં ધરિયે.—ફરજ૦
બચારાં પ્રાંણીને તારી,[2]
દુઃખ કાપી સુખ આપી દૈયે ઉમેદ ને યારી;
ભલો ભવ જશથી બસ ભરિયે,
નાવ પશૂની જુઓ બચારી ડોલે ભર દરિયે;
મદદ તે નાવ તણે કરિયે—પ્યાર૦
પશૂનાં લાભ ઘણા નામી,
ત્યાર તે તણા હિતને કાજે કોણ કરે ખાંમી?
પશૂથી ખિલશે શુભ ખેતી,
લાભ કહો દહિ–દુધમાં સજની કોણ નથી લેતી?
પશૂથી ભવ– સાગર તરિયે.—પ્યાર૦

---

૧. ખેતરે. ૨. ઉગારી; બચાવી.

પશુનાં આશિષ છે મોટા,
મરતાં પણ લેવા નહિ એ પર મારગ કૈં ખોટા;
પશુનાં ગુણ તે શું ગાશું,
જુલમ તજી દિલ-જાન જિગરથી દયાવાન થાશું;
પશુની રંજ બચી હરિયે.—પ્યારા૦

### દોહરો.

માસ–મદીરા માંદગી, તેડે જગે જરૂર;
અન–ફળના આહારથી, જાય દુઃખો સૌ દૂર.

---

## પ્રભૂ પ્રભૂ પ્રાણિ વિષે પ્રેમ સ્વચ્છ આપજે.

### ખમાચ.

(રાહ): "અરે મુવે છોડ મોહે, કંગના મુરકિયાં."

પ્રભૂ પ્રભૂ પ્રાણિ વિષે પ્રેમ સ્વચ્છ આપજે,
પ્રેમ સ્વચ્છ આપજે—કષ્ટ સર્વ કાપજે,—(ટેક)
જુલ્મ નહીં લેશ કરૂં, પ્રાણિ તણી દાઝ ધરૂં;
માફ દિનાનાથ કરો હોય કિધાં પાપ જે.—પ્રભૂ૦ ૧.
દ્રવ્ય એજ દેશ તણું, ઉંચ સર્વથીજ ગણું;
પશુ તણા હિત્ત વિષે છાપ સદા છાપજે.—પ્રભૂ૦ ૨.
વ્હાલ ધરૂં બાળ જેમ, પ્રાણિ તણે ચાહું તેમ;
મર્ણ પછી સ્વર્ગમાં દિલ્જાન તણે સ્થાપજે.—પ્રભૂ૦ ૩.

### દોહરો.

સબળાં પર સૃષ્ટિ તણાં, નબળાંનો આધાર;
નબળાં પર સબળાં તમે, ઉરમાં રહો ઉદાર.

---

# ચાલો સજની સંગ મળીને ગુણ ગિત ગાવા આવોજી.

**ગરબી.**

( રાહ ): "ચાલો સજની રજની ચંદની, ગમતાં ગિતડાં ગાવોજી."

ચાલો સજની સંગ મળીને, ગુણ ગિત ગાવા આવોજી,
પશૂ અને પંખીની ગરબી, ગાઈ તમે હરખાવો—
ગુણ ગિત ગાવોજી—ચાલો૦ ૧.

બળદ બચારા ખેતર ખેડે, તોજ અનાજો પાકેજી;
રાત-દિવશની રંજ ખેંચતાં, પશૂ મુગાં બહુ થાકે—
ગુણ ગિત ગાવોજી—ચાલો૦ ૨.

ઘોડો ગાડીમાં જો જોડે, મંજલ મોટી કાપેજી;
વળી સવારી પીઠ ઉપર પણ, એ પ્રાંણી તો આપે—
ગુણ ગિત ગાવોજી—ચાલો૦ ૩.

નિમકહલાલી સદા બતાવે, માલિકનું ઘર રાખેજી;
શ્વાન[1] મહીં સદગુણ છે ઊંચા, ચોરીથી નહિ ચાખે—
ગુણ ગિત ગાવોજી—ચાલો૦ ૪.

ગાય બચારી ઘાસ ચરીને, પય પોતાનું પાશેજી;
દૂધ-દહી-ઘી-માખણ જમતાં, નરનારી હરખાશે—
ગુણ ગિત ગાવોજી—ચાલો૦ ૫.

એમ પશૂનાં ગુણ ગિત ગાતાં, વ્હેશે આખી રજનીજી;
માટે પ્રેમ પશૂ પર રાખી, સાંભળ શ્યાણી સજની—
ગુણ ગિત ગાવોજી—ચાલો૦ ૬.

પ્રાણી પર પ્રીતી ધરનારાં, આ ભવ-સાગર તરસેજી;
સુખી થઈ દિલજાન તમારો, ભજાઇ ભવમાં ભરસે—
ગુણ ગિત ગાવોજી—ચાલો૦ ૭.

**દોહરો.**

પશૂ તણી પીડા હરો, કરો કાંઈ કર્તવ્ય;
આડું તમને આવશે, એજ દેશનું દ્રવ્ય.

---

૧ કુત્રો.

# પ્રભૂ પ્રત્યે પ્રભાતની એક પ્રાર્થના.

## માલકોશ.

( રાહ ): " કરમ કર મેરે હાલ પર અય કરીમ."

દયાળૂ દિનાનાથ ઓ દસ્તગીર!
નમે છે તને કુલ અમીરો—ફકીર.
સદા સૃષ્ટિનો તુંજ સુલ્તાન છે,
કરિમ! સર્વનો તું કદરદાંન છે;
ચરંદાં—પરંદાં તણે ચ્હાઉં છું,
સદા તેમના ગૂણ હું ગાઉં છું.—દયાળૂ૦ ૧.

કુલે પ્રાણિ પર સર્વ આધાર છે,
ટકેલો મુગાંથીજ સંસાર છે;
પશૂ–પંખિનાં ગૂણ ક્યાંથી ગવાય?
કદરદાંન તેનાં ખરે નહિ થવાય.—દયાળૂ૦ ૨.

ગતી તુજ તણી ઓ ખુદા બે હિસાબ,
મતી માનવીની દિયે શું જવાબ!
જગત કુલ તણો તું જિવનહાર છે,
મને બંદગી તુજ સજાવાર છે.—દયાળૂ૦ ૩.

પશૂ નેક પંખી અને જાંનદાર,
ખરેખર ખિલાવે જગતનો બહાર;
ટકી તુજ ઉપર સર્વ આ જહાંન છે,
પશૂ–પંખ ઇન્સાન દિલ–જાન છે.—દયાળૂ૦ ૪.

## દોહરો.

માફ અમોને તું કરે, આ ભવ કેરી ભૂલ;
બામદાદની બંદગી, કરજે ખુદા કબૂલ.

## નિત નિત ખિલે પશૂ બલિહારી.

(રાહ):" ખુલ ખુલ ભમે સુગુન ફુલ ડહાલી."

નિત નિત ખિલે પશૂ બલિહારી,
શુભ નામ—બહુ કામ—
જગ—ગુલશનમાં ગુલ્જારિરે—નિત ખિલે૦ (ટેક)

જન લોક, કદર કૈં કરો, દિલદાજુ પશૂની ધરો;
બહુ થાય મુગાંનો મરો;
ગ્રહિ છેડો—દુઃખ ફેડો—સુખ તેડો—
બસ પશૂ વિષે હિત ધરી, અપાવો યારી.—નિત ખિલે૦ ૧.

ભવ સફળ ખરેખર તરે, જે પ્યાર પશૂ પર કરે,
સંતોષ કમાવી મરે,
લખ્ખિ રાખો—શુભ ભાખો—ફળ ચાખો—
બસ ચાલુ પશૂ દિલ—જાન તણી દિલદારી.—નિત ખિલે૦ ૨.

### દોહરો.

ભોગવવા આ ભવ તણાં, સૂખ, ચેન, આરામ;
પ્રાણિ વિષે પરમારથે, કરો દયાળૂ કામ.

---

## ગૂણ પશૂનાં ગાવા ચાલો, સર્વ સાહિલી સંગ.

(રાહ):" મરૂંરે માયો બ્હેનો મારી, જરા સાંભળો વાત."

ગૂણ પશૂનાં ગાવા ચાલો, સર્વ સાહિલી સંગ,
એ પ્રાણી—વર્ગે તો કીધી, દુનિયાંને કુલ દંગ;
ખેતીની આબાદી પર છે, આલમનો આધાર,
પશૂ—વર્ગ જો હોય સુખીતો, સુખિયાં સર્વ થનાર;

( કોરસ )

{ રે ! દયા ઉતાર—થા દિલે ઉદાર,
{ જે પ્રાણી પર પ્રીતી ધરશે, તે ભવ કરશે પાર. ૧.

**મ્હાભારત**માં **એમ** લખ્યું છે, **વશિષ્ઠ** કેરી ગાય,
**પૂંજા** કરિને પડતા જેને, **દિલીપ રાજા** પાય;[૧]
અમૃત સરખું પય પાતી ને દુઃખડાં કરતી દૂર,
અનેક રીતે ગાય હતી તે, ગુણ સંપન્ન ભરપૂર;

(કોરસ)

{ રે ! દયા ઉતાર—થા દિલે ઉદાર,
{ જે પ્રાણી પર પ્રીતી ધરશે, તે ભવ કરશે પાર. ૨.

**મત્સ્ય** દેશનો **વિરાટ રાજા**, ગો-રક્ષક પ્રતિપાળ
રાત-દિવશ જે લેતો પંડે, પ્રાણીની સંભાળ;
ધરાવતો તે ગો-ધન મોટું, **સંખ્યા સાઠ હજાર!**
એક સમે પાંડવ[૨]ને હસ્તક, આવ્યો' તો વ્યવ્હાર;

(કોરસ) ૩.

**યુધિષ્ટિર**[૩] **રાજા** પણ ધરતો, પશૂ ઉપર નિત પ્યાર,
**વિરાટ** જેવું ગો-ધન રાખી ખેંચ્યું કષ્ટ અપાર;
**શ્રીકૃષ્ણે** પણ **ગોકુળ** ગામે, **ગોપાળક** થઇ ખાસ,
ગાય ચરાવી **ગોપરાજ**ની, ઉત્તમ રાખી આશ;

( કોરસ )

{ રે ! દયા ઉતાર—થા દિલે ઉદાર,
{ જે પ્રાણી પર પ્રીતી ધરશે, તે ભવ કરશે પાર. ૪.

સ્વર્ગ તણું સુખ લેવા કાજે, ધર પ્રાણી પર પ્રીત,
ભલાઇ આ ભવ કરશે તો તુજ તે ભવ થશે નચીત;
મૂગાં કેરૂં માન જાળવી રાખ દયા **દિલ-જાન,**
એજ મુગાંની આશિષ ફળશે, આફત ટળશે મ્હાન;

---

૧. જુઓ "મ્હાભારત" પર્વ, ૧૭૫મો અધ્યાય.
૨. પ્રખ્યાત પાંચ પાંડવો પૈકી એકે (સહદેવે), જ્યારે વિરાટ નગરમાં બાર વર્ષ સુધી છૂપા રહેવા ગયા હતા, ત્યારે રાજા વિરાટની ધેનુઓ સંભાળી હતી.
૩. પાંચ પાંડવો માહેલો વડો ભાઇ.

(કોરસ)

{ રે! દયા ઉતાર—થા દિલ ઉદાર,
{ જે પ્રાણી પર પ્રીતી ધરશે, તે ભવ કરશે પાર. ૫.

**દોહરો.**

ઘાટ ઉપરનાં ઘાટિયો, પિડે પશૂને પૂર;
દયા ધરી દાતાર જન, તે દુઃખ કરજો દૂર.

## સંસારી માનવીને શિખામણ.

**ગજલ-પિલૂ.**

(રાહ) : "શદ શુક્રકે કિસ્મતને ખજાના વ્હે દિખાયા."

જગમાં પશૂ—પંખી અરે આધાર છે તારો,
એ જો સુખી તો જાણજે ભવ પાર છે તારો. ૧.
આ મુગાંની છે દુવા સત નોંધજે મોટી;
અફ્સોસ! તું તેને ગણે આહાર છે તારો! ૨.
આ પશૂનાં પ્યારથી ખાકી સુખો મળશે;
તે સ્વર્ગમાં પણ ભવ ખરે ગુલ્જાર છે તારો. ૩.
ઢોરો બચારાં ચાહ્ય તારી પ્રીતને આદમ!
તુજ જન્મથી બસ કુદરતી ત્યાં પ્યાર છે તારો! ૪.
લાખો જિવો આશીષ દે તે શું નહીં ફળશે?
બસ બોલકે "આ પ્રાણુ ત્યાં બલ્હાર છે" તારો! ૫.
પાળી પશૂને લે પદરમાં તું ભલો સંતોષ;
બે પળ તણો ખચ્ચીત આ બાજાર છે તારો! ૬.
**દિલ-જાન**માં રાખી દયા ભવ તું સફળ કરજે;
શિખવું તને જો તું શિખે આ સાર છે તારો! ૭.

**દોહરો.**

પશુ-હક રક્ષક પ્રાર્થના, કરે તમોને આજ;
જીવ દયા પ્રતિપાળ થૈ, દિલમાં ધરજો દાઝ.

# પુર્વણી.

(નિબંધ કમીટીમાં પસાર થયા પછી, મી૦ તારાપોરવાળાએ પાછળથી મોકલેલો વધારો.)

## અબળા-મંડળમાં અનાથ પશુઓની કદરદાંની.

(રાહ): "સજની શોભતી શી સુંદર શોભા આજની રે."

સજની આજ સૌ પંખીને ચ્હાશું વ્હાલથી રે,
એથી સંસારી શોભાનો છે શું બ્હાર—
ઓ શુભ નાર—રાખી પ્યાર—જો સંભાલથી રે.—(ટેક)

દોહરો.

પશૂ અને પંખી તણી, જે લે જગમાં દાદ;
તેનો આ સંસારમાં, જાય ન ભવ બરબાદ.
દયાથી દેખિયે નિજ બાલ સમ સૌ હેતથી રે;
ફૂલે જાનવરનો કો'ના પર આધાર?—
ઓ શુભ નાર—રાખી પ્યાર—જો સંભાલથી રે— ૧.

દોહરો.

જનાવરોનાં જીવની, જે રાખે સંભાલ;
જિંદ્ગીમાં તે જીતશે, વિભૂપતીનું વ્હાલ.
જે કે જીવથી વ્હાલું પશૂને માનશેરે;
તે જન સંસારે સુખ પામે બિન તકરાર—
ઓ શુભ નાર—રાખી પ્યાર—જો સંભાલથી રે.— ૨.

દોહરો.

દયા વશાવી દીલમાં, ધર પ્રાણી પર પ્યાર;
'દયા' એજ ઇન્સાનનો, મુદ્રા-લેખ વિચાર.

દયા વિન લોક સૌ ક્રૂર નારમાં બસ લેખશે રે,
જેથી પામશે કુલ આલમનો ફિટકાર—
એ શુભ નાર—રાખી પ્યાર—જો સંભાલથી રે.— ૩.

### દોહરો.

જિવ્યું જિવિત શા કામનું, હોય ન હૈયે હેત;
શું કોમળતા ક્રૂર છે? સજની સર્વ સમેત.
દયાહિન નારને દૂષણ ઘણેરું લાગશે રે,
સ્ત્રીની કોમળતાનો વનિતા રાખ વિચાર—
એ શુભ નાર—રાખી પ્યાર—જો સંભાલથી રે— ૪.

### દોહરો.

સજની કેરો ધર્મ છે, કોમળ જેનું અંગ;
સદ્ગુણ ઉમદા રાખિયે, તેવો તેની સંગ.
પશુઓ બાપડાં કયાં જાય માયા માંગવા રે;
આખું ગુલશન પ્રાણીઓથી છે ગુલ્જાર—
એ શુભ નાર—રાખી પ્યાર—જો સંભાલથી રે.— ૫.

### દોહરો.

અબળા—મંડળની અરજ, એ કિર્તાર કબૂલ;
પ્રાણી પર થૈ ઘાતકી, ભવે ન કરિયે ભૂલ.
ગુણીનાં ગૂણને ગુણવાન તે કયમ ભૂલશે રે;
નારી અવગૂણી એનાં ભુલશે આભાર—
એ શુભ નાર—રાખી પ્યાર—જો સંભાલથી રે. ૬.

### દોહરો.

કર્તાએ જગમાં કિધાં, ઝાડ, પાન, ઇન્સાન;
તેજ પિતા પ્રાણી તણો, દિલમાં ધર દિલજાન.
નથી તે કોઇને જૂદે કરે સરજાયલાં રે;
શોભે પ્રાણીઓથી દેશ અને ઘરબાર—
એ શુભ નાર—રાખી પ્યાર—જો સંભાલથી રે.— ૭.

### દોહરો.

સૃષ્ટિની સ્ત્રીઓ ધરે, રંક પશૂ પર પ્રીત;
નારી કેરાં નામને, શોભા મળે ખચીત.

---

# ગગન–ગર્જના.

### કલ્યાણ.

(રાહ): "જે રાજાના રાજમાં, રૈયતને સુખ થાય."

દાઝી દિલની દાઝથી, પાળ પશૂ, ઈન્સાન!
દીપે ભવ તારો ભલો, મહિમાં પામી મ્હાન.
એ જેવું સાંધણ જગે, તને નથી જડનાર;
દયા વધાવી દીલમાં, પશૂ ઉપર ધર પ્યાર.
લક્ષ રૂપૈયા આપતાં, જડે ન એની જોડ;
જીવી જગતમાં જશ અહી, કરૂણાથી ધર કોડ.
તારી માયાનું સદા, ભવમાં ધરજે ભાન;
રાય—રંક સૌ એક છે, અંતઃસમે ઈન્સાન!
પોતાનાં પરિવારનું, હૈડે રાખે હેત;
રહે પશૂ પર તે સમૂં, તો ગુણ તારો શ્વેત.
વાચ્યાહિન મૂગાં જુઓ, પડતીથી પીડાય;
લાભ પશૂનો લૈ પછી, કોઈ ન તેને સ્હાય.
પળક તણો દરિયાવ છે, માયા ખોટી માન;
શુભ–મતિથી પશુ પાળિયે, ભલું કરે ભગવાન.
હરકત, રંજ, જુલમ વિષે, કરિયે કાંઇ ઉપાય;
કષ્ટ ટળે પશુ–પંખિનાં, સુખી બચારાં થાય.
રક્ષણ કર પ્રાણી તણું, એજ સકળ સુખ જાણ;
ક્ષણ ભંગુર સંસારમાં, દયાવાન કર પ્રાણ.
કદી પશૂ પર કહેરથી, જુલમ કરિશ નવ ભાઈ;
નાવારશનો નાથ થૈ, રાખ ઉલટથી ચ્હાઈ.
રડતાં દેખી બાળને, ઉર–હિત ઉપજે જેમ;
ચતૂર નર તું ચાલજે, પ્રાણી સાથે તેમ.
ના પ્રાણીનો કર કદી, દુઃખી જરા દિલજાન;
રક્ષણ મૂગાંનું થતાં, મેળવશે પદ મ્હાન.

### દોહરો.

આ વાંણી આકાશની, ચિતમાં ચેત ચતૂર;
જનાવરોની જિંદગી, કર સુખથી ભરપૂર.

# સાંભળ, ઓ ઇન્સાન !—"તોજ અમોને જિંદ્ગી પ્યારી."

(રાહ): કહે કહાં પાઉં તારી યારી, પરીન મારી પ્યારી."

મુગાં પ્રાણીની બલિહારી
ગાશે કોણ નર ને નારી?
હારી હારી વ્યાધી ભારી,
કોણ બતાવે ઇન્તેજારી—મુગાં૦
મળે મુગાંને જો તમ યારી,
તોજ તમારી દુનિયાં દારી;
ઉમેદ તમ પર લટકી સારી,
દયાવાનની છે દિલદારી;
સ્હાય હમેશાં મળે તમારી,
તોજ અમોને જિંદ્ગી પ્યારી;
નેકોની નેકી છે ન્યારી,
ને જૂદી બદની બદકારી;

(કોરસ.)

સાંભળ, ઓ ઇન્સાન! રાખી મનમાં માન;
પાળે અમ દિલજાન, તો ભવ પામે મ્હાન—મુગાં૦

**દોહરો.**

જિવ જેવા વ્હાલા તને, ગણે પશૂનો તેમ;
સંસારે તું શોભજે, નિર્મળ રાખી નેમ.

# બહુ થાય મુગાંનો હાય મરો!

## ભૈરવિ—ત્રોટક છંદ.

(રાહ): "તનને નિત છે સુખ શાન્તિ તણી."

કુલ રાય અને કુલ રંક જનો,
પશુ કાજ તમે હિતકાર બનો;
પશુ—દાઝ દિલે નર કોઈ ધરો,
બહુ થાય મુગાંનો હાય મરો! ૧.

દિલદાર હતા તમનાં વડવા,
નહિ કોઈ સુખન કહેતા કડવા;
ક્રૂર કેમ થયા શુરવીર નરો,
બહુ થાય મુગાંનો હાય મરો! ૨.

ખુદ દેશ તણું બળ એજ ખરૂં
બળ એકજ નહિ પણ તેજ ખરૂં;
સુ વિચાર જરા નર કોઇ કરો,
બહુ થાય મુગાંનો હાય મરો! ૩.

ધન—ધાન વધે વળિ દેશ મચે
સુખ—સંપતિ—સંતતિ સર્સ રચે;
ધુળિ કેમ તમે મગરૂર ફરો,
બહુ થાય મુગાંનો હાય મરો! ૪.

નર તેજ અહીં ભવ પાર કરે,
પશુ—દાઝ દિલે જે સત્ય ધરે;
હિતકારક છે આ માર્ગ ખરો,
બહુ થાય મુગાંનો હાય મરો! ૫.

જન—આશ વિનાં ક્યાં જાય પશૂ,
ઇનસાન શિવા નથિ ઓથ કશૂ;
સુકવો ન દયાનો કોઇ ઝરો,
બહુ થાય મુગાંનો હાય મરો! ૬.

ગુણ ગાઈ અરે પાળો પ્રિતથી,
નિત લો સંભાળ રૂડી રિતથી;
બલિ નેમ ધરી ભવ પાર તરો,
બહુ થાય મુગાંનો હાય મરો! ૭.

જાન જે નિજ ફર્જ અદા કરશે,
નકિ આ ભવ—ને ભવમાં તરશે;
નર ફર્જ તણું આ કર્જ ભરો,
બહુ થાય મુગાંનો હાય મરો! ૮

પશુ—પ્યાર હૃદયમાં જો ધરશે,
દિલજાન નકી સ્વર્ગે ઠરશે;
દુઃખ કોઇ પશુનાં સર્વ હરો,
બહુ થાય મુગાંનો હાય મરો! ૯.

### દોહરો.

પાળ પશુને પ્યારથી, ખુદા ખુશી ખુદ થાય;
તુજ કરણીની ગાંશડી, વજને ભલાં ભરાય.

---

## એજ પાલે, એજ ટાલે, ભાવથી સજાત ભાલે.

---

### કાફી—ઠુંમરી.

(રાહ): " દિલ સફા ન પાય ઇન્સાન."

ધર દયા દિલે **દિલજાન**—
જરા માન, જરા માન, જરા માન, જરા માન—ધર૦.
જગમાં ઉપયોગી છે હર્દમ સૌને પ્રાંણી પ્રાંણી પ્રાંણી,
કરવાં સુખિયાં એની ટાળી સંધી હાંણી હાંણી હાંણી;
એનું ધર દિલે તું માન, ન અંજાન થા નાદાંન;
એજ પાલે, રંજ ટાલે, ભાવથી સજાત ભાલે,
એ વિના તને ન ચાલે, જાન તું બસ જાન,
ઓ ઇન્સાન, ઓ ઇન્સાન, ન બેધ્યાન, થા ધર શાન—ધર૦.

### દોહરો.

પશૂ હશે તો પાકશે, ખિલી જગતમાં ખેત;
ખલક જિવે ખેતી ઉપર, પશુ ઉપર ધર હેત.

# પશૂ-પંખીઓ વિષે પ્રસ્તાવિક દોહરા.

૧.

મરતાં પણ સેવી નહી, જનાવરોની હાય;
પશૂ તણે જે પીડશે, તે નર નર્કે જાય.

૨.

પશૂ એજ પૃથ્વિ તણી, સઘળી શોભા ભવ્ય;
ખરો ખજાનો એજ છે, એજ દેશનું દ્રવ્ય.

૩.

અગણિત ગુણ છે ગાયનાં, અપરંપાર અથાક;
પશૂ વિના શું પાકશે, પૃથ્વિ કેરો પાક?

૪.

પ્રાણી કેરા પ્રાણનું, રક્ષણ કરજો રાય;
લાભે એથી લક્ષ્મી, જીવણ સાર્થક થાય.

૫.

પશૂ વિના શું પાળવે, થાય દુઃખો નહિ દૂર;
પશૂ તણી પૃથ્વિ ઉપર, જાણો ખરી જરૂર.

૬.

જે પ્રભુએ તુજને સૃજયો, આપી આદમ નૂર;
તેજ પ્રભૂ પ્રાણી તણો, ચિતમાં ચેત ચતૂર.

૭.

ખલકે ખોટાં કામથી, દંડે જો દરબાર;
કેમ પશૂને પીડતાં, કોપે નહિ કિરતાર?

૮.

ધરણી કેરા ધર્મમાં, પશૂ-ધર્મ છે એક;
સ્વર્ગે સિધું જવાય છે, ધરતાં એનો ટેક.

૯.

જનાવરોની જિંદગી, જયાં ઉત્તમ અંકાય;
દલિદ્રતા તે દેશથી, ખરેખાત દુર થાય.

૧૦.

સખી પુરૂષ શા કામનો, પ્રાણી પર નહિ પ્રીત;
પ્રસન્ન થવું પ્રાણી ઉપર, રૂડા સજનની રીત.

૧૧.

સજ્જન આ સંસારમાં, તેજ સખી શુરવીર;
પિડા પશૂની દેખતાં, ધરે ન જે નર ધીર.

૧૨.

જનાવરોનાં જોર પર, ખેડે ખેતી લોક;
પશૂ પડયું જો પીડતાં, પડે નામની ફોક.

૧૩.

મૂગાં પર માયા કરો, દળદર દળશે એજ;
આભારી આપણ છિયે, એને રેજો રેજ.

૧૪.

ભરતખંડનાં ભાગ્યનો, તોજ પ્રકાશે ભાણ;
રક્ષણ કરવા જો શિખે, પ્રાણી કેરા પ્રાણ.

૧૫.

પશૂ અને પંખી કદી, હરામનું નહિ ખાય;
હરામનું નહિ ખાય તો, તેને કેમ પિડાય?

૧૬.

જનાવરોની જીંદગી, છે જશથી ભરપૂર;
અપકારી જન હોય તે, થાય પશૂ પર ક્રૂર.

૧૭.

પંખી પણ પરમેશની, વિશ્વે ગાય વખાણ;
તો તે પંખીનો પ્રભૂ, તે તુજનો પ્રભુ જાણ.

૧૮.

જનાવરોને જાળવી, જતન કરે જે કોઇ;
પડી.લક્ષ્મી મેળવે, જગમાં યશ—જશ જોઇ.

૧૯.

પ્રાંણીથી પૃથ્વિતણી, હાંણી નાશે દૂર;
કહાંણી કહિયે કોણને, જાંણી રાખ જરૂર.

૨૦.

પશૂ તણાં બળ પર બધો, ખિલે વણુજ-વ્યાપાર;
સુધરે સ્થીતિ દેશની, થાય સુખી નર-નાર.

૨૧.

પ્રાણી કેરા પ્રાણને, પ્રાણ સમો તુજ જાણ;
પંડિત નર પશુને ગણે, દેશો દયનો ભાણ.

૨૨.

હિણગતિ હિન્દુસ્થાનની, થૈ વિન પ્રાણી-દાજ;
સખત વખત નહિ આવતે, અકરો એવો આજ.

૨૩.

હાડ, માસ ને ચામ પણ, આવે જેનાં કામ;
હૈયે રાખ વશાવિને, તેવાં પશુનાં નામ.

૨૪

કિંમત કશી નહિ ઊપજે, જગમાં જન મરિ જાય;
મુલ્યવાન મૂવા પછી, માત્ર પશૂ અંકાય.

૨૫.

પશુ-હક-રક્ષક પ્રાર્થના, કરે તમોને આજ;
દયા ધરી દિલ-જાન તું, પશૂ વિષે બસ દાજ.




જામે જમશેદ સ્ટીમ પ્રેસ, મીન્ટ રોડ, કોટ, મુંબઈ.

## આ પુસ્તક વિષે જાણીતા ગૃહસ્થો તથા વિદ્વાન લેખકોએ આપેલા અભિપ્રાય.

### મી૦ જહાંગીરશાહ તાલેયારખાંનું મત.

સુરત, તા૦ ૩૦ મી ઑગસ્ટ સને ૧૮૯૬.

**મેહેરબાન સાહેબ,**

પશુ-રક્ષ પદ્ય પોથીની પોંહચ માન સહિત સ્વિકારૂં છું. તે મેં વાંચી જોઇ છે. તેની ભાષા સરળ, મધુર, શુદ્ધ અને અસરકારક છે. આનંદની વાત તો એ છે કે તેમાંની કવિતા, ગુજરાત-શૃંગારના સણગારથી દીપાવી છે, અને વળી કાવ્ય-નિયમો ઉપર પણ લક્ષ દીધેલું લાગે છે. મ્હેં મુંબાઇમાં થોડાજ પારસી લેખકોથી આવી ભાષા-ભક્તિની આશા રાખી હતી.

જ્યારે કઠોર હૈયાંના રણુવિરલાઓના હૃદય, દેશ-માયાની મમતામાં નાખી, અજીત જીતો જીતવાને, પ્રાચિનકાળના ભાટ ચારણો પોતાના પદ્યનો લાભ આપવાને જરૂર જોતા, તો પછી આપણાં ઉછરતાં બાળકોના હૃદયને કોમળ કરવાને તમારાં પદ્ય કેવાં ઉપયોગી થઇ પડશે તે સમજવાનું કઠણ નથી. હું આશા રાખું છું કે આ પ્રથમ પદ્ય-ગ્રંથ, પશુ-રક્ષ મંડળીના હોંસીલા અને ખંતી મંત્રી તથા પરમાર્થિ સર દીનશાહની આશા અને ધારણા પૂર્ણ કરશે; અને આપણી ગુજરાતી શાળાઓમાં તમારા 'પશુ-હિત્ત' ગ્રંથનો છુટે હાથે ફેલાવો કરવાને 'ઍજ્યુકેશન' ખાતાંના માનવંત વરિષ્ટ મોહોટું મન કરશે.

લા૦ તમારો આજ્ઞાકિંત સેવક,

**જહાંનગીરશાહ અરદેશર તાલેયારખાં.**

---

**મી૦ તાલેયારખાં** મી૦ તારાપોરવાળાપર એક બીજા પત્રમાં લખે છે કેઃ—

"* * * તમારી પદ્ય-પોથી એકસાં હિંદુ અને પારસીને ગમે તથા બાલકાંઓ હોંસે વાંચે એવી છે તેની હું ખાશ મુંબારકબાદી આપું છું તે સ્વિકારજોજી.

---

## મિસ રૂપાંબાઇ તાલીચેરીવાળાનું મત.

સાહેબ,

મને મી૦ દાદાભાઇ તારાપોરવાળાએ "પશુ–હક રક્ષક" નામનું નિબંધ મારા અભિપ્રાય માટે મોકલ્યું હતું, તે ઉપરનાં મારા વિચારો હેઠળ ટપકાવાની માગણી કરૂં છું.

મી૦ દાદાભાઇ તારાપોરવાળાનો રચેલો "પશુ–હક રક્ષક" નામનો કાવ્યરૂપી નિબંધ મળ્યો છે, જે હર્ષ સહિત કબૂલ રાખ્યો છે. એ રસીલાં ઉત્તમ લખાણુની વખાણ કરવાની કશી અગત્ત નથી; એ પોતેજ એનો મોભો અને શોભા પ્રગટ કરે છે. સદ ગ્રહસ્થોની કલમને માન અને શોભા આપનારો વિષય ચુંટી આપવા માટે મી૦ દાદાભાઈ, એ લાયક મંડળીના કાંઇ ઓછા આભારી નહિ થયા હશે; તેમજ એ મંડળીનાં દયાળુ અને અશોઇ ભર્યા કામમાં ટેકો મળતા માટે આ નિબંધ રચાવામાં જે મકસદો રાખેલી હોવી જોઇયે તે પરિપૂર્ણ પાર ઉતરતી દેખીને એ પૂન્યવાન મંડળી ખરે હર્ષિત થઈ હશે તેમાં પણ કાંઇ સંદેહ નથી.

એ પુસ્તક Text-Book તરીકે નિશાળોમાં દાખલ કરાવાની જે ધારણા એ મંડળીના સાહેબો રાખે છે અને તે માટેનાં જે કારણો દર્શાવે છે તે ઘણાંજ વાજબી છે. એક ઇંગલીશ કવિ કહી ગયો છે તેમ "The child is father of the man" તેમ બાળકોને બચપણથીજ જે શીખ આપવામાં આવે છે તેજ જાવેદાન લગી ટકે છે. તેથી એ મંડળીનો એ હેતુ વખાણનેપાત્ર છે, અને એ મંડળીની ભલી ઇચ્છાઓ સઘળી રીતે પાર પડે, અને અનેક પ્રયત્નો સફળ થાય એ મુજ કમતરીનની નેક દુવા છે ! ! !

એ પુસ્તક રચવામાં મી૦ દાદાભાઇએ પોતાની તરફની મેહેનતમાં કસિસ ચુક નથી રાખી. એમા કેટલાએક રાગ એવા મનહર લીધેલા છે કે નાનામોટાં હર્ષે ગાવા સાથે તેનાં અર્થની ઉંડી અને સારી અસર તેમનાં ભેજા ઉપર ઠસે. એપણનાં કાવ્યોની રચનાં અને ઝમકથી કોણ બિનવાકેફ છે ! મી૦ (કેખુશરો) કાબરાજીની માનવંતી કલમનું લખાણ જેવા ઉમંગ અને હર્ષથી પ્રજામાં વંચાએ છે અને વખણાય છે, તેમજ મી૦ દાદાભાઇની રચેલી ગરબીઓ અને કવિતાઓ અને 'મોનાજાતો' ઘણાં કુટંબોમાં હર્ષથી આવકાર મેળવે છે.

**રૂપાંબાઈ કે૦ દા૦ તાલીચેરીવાળા.**

સુરત, તા૦ ૩૦ મી આગસ્ટ સને ૧૮૯૬.
વકીલ સ્ટ્રીટ.

## કવિ દલપતરામનો અભિપ્રાય.

અમદાવાદ, તા૦ ૩૧ મી આગષ્ટ સને ૧૮૯૬.

મુંબાઇની જાનવરો ઉપરનું ઘાતકીપણું
અટકાવનારી મંડળીના સેક્રેટરી,
**મહેરબાન મી૦ કે. એમ. સરાફ**
મું૦ મુંબાઇ.

સાહેબ, મી૦ દાદી એદલજી તારાપોરવાળાનો "પશુ–હક રક્ષક" ભાગ ૧ લો–એ ચોપડી મને પહોંચી છે. તેમાં કવિતા ઘણી સરસ અને અસરકારક છે. દેશી ભાષાની કવિતાના જે જે નિયમો છે તે નિયમો બરાબર સાચવેલા છે. આ ચોપડી કન્યાશાળામાં તથા છોકરાઓની નિશાળોમાં અને સ્કુલોમાં ઇનામ આપવા લાયક છે, તથા તેનો જેમ વધારે ફેલાવો થાય તેમ કરવા લાયક છે * * * * * * રચનારને ત્રણસે રૂપિઆ ઇનામ મળ્યું છે, તે યોગ્ય છે. પરમેશ્વર તેને સારી બુદ્ધિ આપે અને એવા રસાલા ઘણા રચે. એજ વિનંતિ.

લા૦ દુવાગીર,
**કવિ દલપતરામ ડાહ્યાભાઈ,**
(સી. આઇ. ઇ.)

---

## મી૦ રાણીનાનું મત.

**"પશુ–હક રક્ષક"**—મુંબઇની જાનવરો ઉપરનું ઘાતકીપણું અટકાવનારી મંડળી સાથ સેક્રેટરી તરીકેનો મી૦ કાવસજી મેહેરવાનજી શરાફનો જે દીનેથી સંબંધ થયો છે તે દીનેથી એ ખાતાંની હાલતમાં ઘણો પણ મનમાનતો સુધારો થતો ચાલ્યો છે, એવું એ ખાતાંને લગતી જે જે હકીકતો અવારનવાર બહાર આવે છે તે પરથી ખુલ્લી રીતે જણાઇ આવે છે. ખંતીલા મી૦ શરાફના ચંચળ ભેજાંમાંથી આજવેર અનેક નાના–મોટા બુટ્ટાઓ એ ખાતાંના લાભ માટે પેદા પડેલા આપણે જોયા છે, અને તેવીજ રીતનો એક નવો વધારો મથાલે મૂકેલા નામની નાનકડી ચોપડીથી થયો છે. આવી ચોપડીઓના ઉપયોગીપણા વિષે જેટલું બોલીએ એટલું થોડું ગણાય. "કુમળું ઝાડ જેમ નમાવ્યે તેમ નમે" એ ચાલુ કહેવતના મૂળને વળગી રહી બાળકોના ખાસ અભ્યાસ માટે આ નાની ચોપડી રચાવવાની યુક્તિ મી૦ શરાફ જેવા ચંચળ પ્રકૃતિના ગ્રહસ્થનેજ સુજે એમાં નવાઇ નથી.

મુંબઇની જાનવરો ઉપરનું ઘાતકીપણું અટકાવનારી મંડળીએ રૂ. ૩૦૦) નું ઇનામ આપી ઉપર જણાવેલા નામનો જે ખાસ રસાલો રચાવ્યો છે, તે મેં ઉપર ટપે જોયો છે ને તે પરથી હું કહી શકું છું

કે એ મંડળી પોતાની નેમ બર લાવવામાં આસને આસને દીપી નીકળવા માંડે છે. આ રસાલાના રચનાર મી૰ દાદી એદલજી તારાપોરવાળા અત્યાર અગાઉના એક સારા ગુજરાતી લેખક તરીકે પ્રજા સમક્ષ દેખાવ દઇ ચુકેલા છે. એઓએ આ "પશુ–હક રક્ષક" રચવામાં ઘણી મેહેનત અને ઉમંગથી કામ કીધેલું દેખાય છે. આ નાનકડાં પુસ્તકનો પેહેલો ભાગ જે ઘણું કરીને બાળકોના ખાસ ઉપયોગ માટેજ રચાયલો છે, તેમાં તેમને બરના જે વિષયો મી૰ તારાપોરવાળાએ સમાવ્યા છે, તે જોકે ગાયન અને કવિતા રૂપમાં રચ્યા છે, તોપણ ભાષા ઘણીજ સેહેલી અને રાગ રાગણીઓ એટલી તો સાધારણ વર્ગની છે કે જેથી સઘળાં નાનાં મોટાં વાંચનારને એક સરખી રીતે એ ચોપડીનો ઉપયોગ કરવાને બની આવશે. મી૰ તારાપોરવાળાના પોતાનાજ શબ્દોમાં બોલીએ તો "પશુઓ આપણા આભારી નથી, પણ આપણ પશુઓના આભારી છઇયે," અને તેથી આપણી આઇન ફરજ છે કે પશુઓ તરફ પ્યારની નજરથી જોતા રહી તેમને કોઇ પણ પ્રકારે દુઃખી થવા દેવાં નહી. મી૰ કાવસજી મેહેરવાનજી શરાફ પોતે લખેલા "દીબાચા"માં ઘણીજ વાજબી રીતે જણાવે છે કે "જાનવરો તરફ દયાળુ રેહેવાનુ નાનાં બાળકોને બાળપણથીજ શિખવ્યું હોય તો મ્હોટપણે તેઓ તે શિક્ષણનો સદ ઉપયોગ કરે છે" અને એ ધોરણે કામ લેવાની કંઇક કોશીશો મી૰ શરાફ કરી પણ ચુકયા છે, તેમાં પેહેલી કોશીશ એ છે કે "જૂદી જૂદી સ્કૂલો અને કાલેજોના વિદ્યાર્થીઓ વચ્ચે હરીફાઇથી ઇનામના રસાલા લખાવી યોગ્ય ઉમેદવારોને જાહેરમાં ઇનામો આપવાં," અને બીજી કોશીશ આ "પશુ–હક રક્ષક" જેવા પ્રબંધો રચાવવા. પેહેલી કોશીશ કેવી ફત્તેહમંદ નિવડી છે તેતો આપણે ગયા થોડાક માસ પર મળેલી જાહેર સભા વખતે જોઇ ચુકા છીએ, ને આ બીજી કોશીશ પણ તેટલેજ દરજજે ફત્તેહમંદ નિવડશે એવી આશા રહે છે, અને તે બધું મી૰ શરાફની અથાગ મેહેનતનું ફળ છે.

મી૰ તારાપોરવાળા આ પુસ્તક રચી જેમ દુઃખ નિવારણ મંડળીનાં કામને કેટલેક દરજજે મદદ કરનાર થઇ પડયા છે, તેમજ તેઓએ એક જાહેર સેવા પણ બજાવી છે, અને ગુજરાતી સાહિત્યમાં આ નાનકડા નિબંધ મારફતે સારો વધારો કર્યો છે. આ નાના નિબંધથી બે નેમ સચવાઇ શકે છે, એક તો એ કે જાનવરો ઉપરનું ઘાતકીપણું અટકાવનારી મંડળીના પરોપકારી કામો અને હેતુઓ પ્રકાશમાન થશે ને બીજી એકે નાના બાળકોનાં કુમળાં મન પશુ પંખીઓ તરફ મોહોબત ભરી લાગણીથી એંચાવા માંડશે. આ બંધે નેમો એક સરખી રીતે લાભકારી છે. જેમ જેમ મંડળી પોતાના પરમાર્થી ઉદ્યમમાં ફાવતી જશે તેમ તેમ ચોમેર આશીર્વાદ ફેલાવવા સાથે આપણા દેશની ખેતીવાડી આબાદ થતી જશે; તેમજ બાળકોમાં

પ્રાણીઓ પ્રત્યે દયાની લાગણી ઉત્પન થતી રહેવાથી જાનવરો ઉપર ગુજરતાં ઘાતકીપણાના કામો ઓછાં થતાં જશે. પશુ જનાવરો ઉપર આપણો કેટલો બધો આધાર રહે છે તે, મી૦ તારાપોરવાળા, એક નાના બાળકને પણ સમજ પડે એવી ભૈરવીમાં, "પશુઓનાં પંચમાં પરસ્પર વાદવિવાદ" એવાં મથાલાંવાળી બાબદમાં રજુ કરે છે; તેમજ પોતાના ઉપયોગ માટે રાખેલાં પ્રાણીઓની સંભાળ કેમ રાખવી તેનું એક ઠીક રમુજી ચીત્ર મી૦ તારાપોરવાળાએ "પીતાજી, મને એક ટટુ અપાવો!" એ વિષયમાં આપ્યું છે; એ અને એવાજ બીજા વિષયો બરખાત વાંચવા લાયક ને બોધકારક છે. આમાં પણ ખંતીલા મી૦ શરાફની સુચનાઓ ઓછી દેખાતી નથી.

આ નાનકડી ચોપડીનાં ઉપયોગીપણા તરફ જોતાં મને લાગે છે કે એની બીજી ઘણીક આવૃતિઓ થશે. ✠ ✠ ✠ ✠

સેવક,

**નાનાભાઈ રૂસ્તમજી રાણીના.**

ચોપાટી સી-ફેસ,
તા૦ ૧ લી સપટેમ્બર સને ૧૮૯૬.

---

## મી૦ કમળાશંકર ત્રીવેદીનો અભિપ્રાય.

198 Sadasiva Peit, Poona.
*2nd September* 1896.

Dear Mr. Shroff,

On readings portion. of Mr. Tárápurválá's 'Pasu Rakshaka, P. I. and your preface therein, I am of opinion that the Society's object is really very noble and the ways it adopts to carry out its object are just and proper. The poems are well composed and quite suited to those for whom they are intented. They reflect credit on the author. Had it not been for one or two lines "બીજું **બી** કૈં હોય કહેવું, તે પણ સુખેથી કેહેજો," "**મરૂં**રે માયો બ્હેનો મારી &c." in which the underlined words betray the race, I should have found it hard to know that the poems are composed by a Parsi author

✠ ✠ ✠ ✠ ✠

Yours truly,
KAMLASANKARA PRANASANKARA TRIVEDI,
Ag. Prof. of Oriental Languages, Deccan College.

## "હિંદી-અવિર્ગ" મી૦ બાલીવાળાનું મત.

પુના, તા૦ ૨૭ સપટેમ્બર સને ૧૮૯૬.

મેહેરબાન નેકનામ પશુ પાલક પરમાર્થી,

**શેઠ કાવસજી મેહેરવાનજી શરાફની** માનવંત જનાબમાં.

આજ મુદત થઇ આપ પોતાની જીંદગીના અમુલ્ય વખતનો થોડો હિસ્સો પર સ્વાર્થ સારનાર—મુગાં તથા નિર્દોષ જાનવરોની રક્ષા માટે અનેક ઉપાયો અને યુક્તિઓ યોજવામાં આપતા આવ્યા છો, તે માટે તથા એ મજકુર રક્ષાનો બોધ, બચ્ચપણથીજ બાળકોનાં મનપર ઠસાવવાનો આપે બારીક બીની તથા દુરઅંદેશાથી તાકેલી ભલી નેમ માટે આપને બંધે જહાનમાં યશ ઘટે છે. આપ મેહેરબાને બાળકો માટે ગળ્યું, પંચમેળ, અને સ્વાદિષ્ટ પકવાન જે મારા ઉદય થતા કવિ મી૦ તારાપોરવાળા પાસે તૈયાર કરાવ્યું છે, તે પકવાન એવાંતો મિશ્રિતવાંનાથી તૈયાર કરવામાં આવ્યું છે કે જરૂર તે બાળકોને ગળે ગળ્યા કોળિયાની માફક ઉતરી જશે.

લખતાં ખુશી ઉપજે છે કે આપ જેવા વિદ્વાન શખ્સનું વલણ પશુપરનું ઘાતકીપણું અટકાવવા તરફ વળ્યું છે, તેવીજ રીતે આપણા સ્વદેશીભાઇઓનું વલણ એ તરફ વળેતો ઘણું ખુશી થવા જોગ છે. આપનું રચાવેલું પુસ્તક નિર્દયને દયાવાન કરે એવું છે. આપે ઉઠાવેલા શ્રમ માટે આપને માન ઘટે છે, અને આ ઉપયોગી પુસ્તક ભેટ આપવા માટે આપનો આભાર માનું છું.

લા૦ હું છું, સાહેબ,

આપનો આગ્નાકિંત સેવક,

**ખુરશેદજી મેહેરવાનજી બાલીવાળા.**

---

**મી૦ ખુરશેદજી બાલીવાળા** મી૦ તારાપોરવાળા જોગાં એક બીજાં પત્રમાં લખે છે કે:—

પુના, તા૦ ૨૭ સપટેમ્બર સને ૧૮૯૬.

મેહેરબાન નેકનામ સાહેબ, આપે ઘણી મેહેનત લઇ "પશુ-હક રક્ષક" નામનું પુસ્તક રચ્યું છે, તેને માટે આપને ધન્યવાદ ઘટે છે, કારણ કે એ પુસ્તકમાં એવા તો ઉત્તમ પ્રકારના ગુણો સમાયલા છે કે કોઇ નિર્દય માણસ વાંચે, તો તેની પણ જનાવરો તરફ માયાળુ થવાની લાગણી ઉશ્કેરાય, તો બાલ્યાવસ્થાના ઉછરતાં બાળકો કે જેઓનાં અંતઃકરણો કેળના ગર્ભની માફક કુમળાં હોય છે, તેમનાં

કોમળ મનપર આ પુસ્તકની અસર જલદીથી થાય એમાં કાંઇ આશ્ચર્ય નથી. આપે આપનાં રચેલાં પુસ્તકમાં જનાવરો ઉપર થતુ ઘાતકીપણું અટકાવવું એટલુંજ નહિ પણ દેશનું દળદર કેમ ફીટે. પશુ પંખી ઇન્સાનની દયા ચાહે છે, વગેરે, અનેક તરેહના રસમય બોધથી પુસ્તક એવું તો શણગાર્યું છે, કે તેનું વર્ણન કરવાને હું શકિતવાન નથી; તોપણ હું મારી અલ્પ બુધ્ધી પ્રમાણે એટલું તો ખાતરીથી કહી શકું છું કે આપે આપની વિદ્વત્તાનુ મહત્વ દર્શાવવામાં કોઇપણ પ્રકારના ખામી રાખી નથી.

પુસ્તકની ભાષા, જોડણી, કવિતાની ઝમક, તથા સરળતા એવા પ્રકારની રચવામાં આવી છે કે નાના મોટા સર્વે ઇન્સાનને પ્રિય થઇ પડે એવી છે.

મારા અદના વિચાર પ્રમાણે કવિ, ડાકટર અને ચિતારાનો અલંકારિક દરજ્જો પરમકૃપાળુ પરમેશ્વર બરાબર ગણાવો જોઇએ, સબબ, કવિ કલ્પનાથી કુદરતને ખિયાલની સામે આબેહુબ લાવી મુકે છે. ચિતારો ચાહે તો તે મનુષ્યનો, દેખાવનો અને અદભુત લીલાનો દેખાવ અસલ પ્રમાણે ચિતારી આપે છે. ડાકટર ભુલથી મરતા શખ્સને વખ્તસર ઇલાજ કરવાથી જીવાડી શકે છે, ઇત્યાદી. એ મુજબનાં ત્રણ મોતેબર દરજ્જામાં સર્વથી શ્રેષ્ઠ દરજ્જો કવિનો છે, કે જે માત્ર કાગળ અને કલમથી ઇચ્છા પ્રમાણેનું વર્ણન સાફ રીતે વર્ણવી શકે છે. આપ ગુજરાતી પિંગળથી તેમજ ફારસી ઓરૂઝ (કવિતાના કાયદા) થી માહિતગાર છો એવું આપની રચેલી કવિતા, દોહરા અને બીજાં ગાયનોપરથી સાફ દેખાય છે. ઇન્સાન જે વસ્તુને પોતાની કરવા ઇચ્છે છે, તે વસ્તુ પ્રયત્ન તથા ટેવથી પોતાની કરી શકે છે તે કહેવત પ્રમાણે આપે ચંદમુદતમાં કવિતા વાણીને આપની કરવાથી કવિતા આપના હાથમાં ગોયા ગેળ કરી રહી છે; બાલ્યાવસ્થાથી કવિતા રચવાના સેવકને પણ શોક હોવાથી લગાર સમજી શકું છું, તે પરથી ખુલ્લો અભિપ્રાય આપવામાં હું મારી ફરજ તથા આપને ઘટીત ઇન્સાફ આપેલો સમજુ છું. છેવટે, આપે ભેટ મોકલેલી "પશુ–હક રક્ષક" નામની ચોપડી માટે આપનો આભાર માનું છું.

હું છું, સાહેબ,

આપનો આજ્ઞાકિંત સેવક,

**ખુરશેદજી મેહેરવાનજી બાલીવાળા.**

---

## કવિ "ફિરોઝ"નું મત.

કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ.

મુંબઈ, તા૦ ૨ જી સપટેમ્બર સને ૧૮૯૬.

**પ્યારા ભાઈજી દાદાભાઈ એદલજી તારાપોરવાળા.**

**ભાઇજી,**

"પશુ-હક રક્ષક" નામના આપના રચેલા કાવ્યરૂપી નિબંધની નકલ એક, જે આપે અભિપ્રાય માટે મુજપર મોકળી તેની પહોંચ ખુશી સાથ સ્વિકારૂં છું.

એ નિબંધ વાંચી જોતાં મારા દિલમાં આનંદ ઉત્પન થયો છે. એમાં સમાવેલા અનેક વિષયો ગોખી રાખવા લાયક, એની ભાષા બાળકોને સમજ પડે એવી, ગાયનોની તપ્સીઓ કાયદાસરની, તેમજ ઘણીક રાગણીઓ બાળકોને પસંદ પડતી છે. ખરેખર આ નિબંધ આપની કવિતા શક્તિનો સુંદર નમુનો છે, જે માટે હું આપને મુબારકબાદી આપું છું.

સેવટે "મુંબઇની જનાવરો ઉપરનું ઘાટકીપણું અટકાવનારી મંડળી"ના કાબેલ અને ખંતીલા સેક્રેટરી, શેઠ કાવસજી મેહેરવાનજી શરાફે, જે ભલી મકસદ સારૂં આ નિબંધ રચાવ્યો છે, તે પાર પાડવા માટે, આથી ઉત્તમ ઇલાજો થોડાજ હશે, એ જણાવવાની રજા લેઉં છું.

લા૦ આપનો શુભેચ્છક,

**ફિરોજશાહ રૂસ્તમજી બાટલીવાળા.**

---

## કવિ ભવાનીશંકરનો અભિપ્રાય.

વડોદરા, વાડીમાં-છેલ્લી પોળ.

તા૦ ૨ જી સપટેમ્બર સને ૧૮૯૬.

**સાહેબ,**

"પશુ-હક રક્ષક"ની પોથી આપે મારા અભિપ્રાય માટે મોકલવાની મેહેરબાની કરી તે વાંચીને પરમાનંદ થયો છે.

મનુષ્ય માત્રનો સ્વભાવિક ધર્મ છે કે, આપણાંથી ઉતરતાં, આપણી દયાને આધારે પડેલાં, અને અશકત પશુ-પંખિનું રક્ષણ કરીને તેના સ્વાભાવિક હકોનું રક્ષણ કરવું.

પ્રાણી માત્રનો કર્ત્તા—હર્ત્તા પ્રભુ છે, અને પ્રભુની સૃજેલી પેદાશનો નાશ કરવો એ ઇશ્વરી કાયદાનું ઉલંઘન કરવા સમાન છે.

પ્રાણીઓનું રક્ષણ કરવું અને તેના હકોની સંભાળ લેવાનું કામ કાંઇ એકલા હિંદુઓનુંજ નથી, તેમના રક્ષણની વારેધાવું એતો માત્ર સ્વાભાવિક—ઇશ્વરી ધર્મ એટલે માણસાઇ ફરજ છે અને તે પાળવાને મનુષ્ય બંધાયલો છે.

જાણીને પ્રસન્ન છું કે, આ પ્રમાણે મુગાં પ્રાણીઓની વ્હારે ચઢીને તેના હકોનું રક્ષણ કરવાને આ મંડળીની સ્થાપના આપના સેક્રેટરીપણા નીચે થઇ છે. આપ સરખા ઉત્સાહી અને હિત્તચિંતક સેક્રેટરી આ મંડળી ધરાવે છે, એ તેને શોભા ભરેલું અને લાભકારક છે.

આપની પેઠે મારો પણ એવોજ મત છે કે, નાના બાળકોનાં અંતઃકરણ પર દયાની છાપ પડે અને તેનાં હૃદયમાં દયાનાં બીજ રોપાય તો મોટી વયે તેમાંથી ફળ પ્રકટ થઇ પડે એમાં કાંઇજ આશ્ચર્યકારક નથી.

આ પોથી રચનાર મી૦ દાદાભાઇ તારાપોરવાળાને હું બહુ મુદ્દત થયાં પિછાણું છું, અને તેમની કૃતિ જાણું છું. મી૦ દાદીબા હોંશીલા અને ચંચળ વૃત્તિના છે, અને તેઓને હાથે કવિતાનું આ ચોપાનિયું પ્રકટ થયું છે તે પ્રસન્ન થવા યોગ્ય છે.

પારસીઓની અંદર કવિતા લખનારાઓમાં મી૦ તારાપોરવાળા સરખા બીજા જવલ્લે મળતા એ સત્ય વાર્તા છે.

"પશુ—હક રક્ષક"ની કવિતા સારી છે, અને તેમાંની કેટલીકતો બાળકોને વાંચવા લાયક છે. તેમાંની "મુગાં પશુઓનું રક્ષણ કરો," પૃષ્ટ ૨૪ ની, "પશુઓની પંચમાં પરસ્પર વાદ—વિવાદ," "પિતાજી, મને એક ટટ્ટુ અપાવો!" "ગૌ-મંડળની અરજી," "પ્રાણીની હાની," પૃષ્ટ ૫૬ ની ગરબી વગેરે બાબતો ઠિક છે અને તે બાળકોનાં મગજપર સારી અસર કરે એવાં ગીતો છે. મી૦ દાદીની કવિતાની ભાષા સાદી છે, અને હજુ પણ તેઓ પોતાની ભાષા સુધારીને તેના ઉપયોગીપણામાં વધારો કરી શકે એમ હું ધારૂં છું.

આવાં શુભ કામની શરૂઆતને માટે આપને મુબારકબાદી આપું છું અને તે સ્વિકારીને આવાં દેશોપયોગી કામોમાં રચ્યા—પચ્યા રહેશો એવું હું ચાહું છું.

સેવક આપનો,

**ભવાનીશંકર નરસિંહરામના**

જય દેશોત્કર્ષ વાંચશો.

## શાસ્ત્રી કાળિદાસ ગોવિંદજીનો અભિપ્રાય.

**પશુ–હક રક્ષક** આ નામનું પશુઓના ઉપર ચાલતું ઘાતકીપણું અટકાવવાની અસર કરનારૂં પુસ્તક મારા હાથમાં આવતાં તેમાં તેના કર્તા પારસી ગ્રહસ્થ રા. રા. દાદી એદલજીએ સારો પ્રયાસ કરેલો જણાય છે. એ પુસ્તક મુંબઇની જાનવરો ઉપરનું ઘાતકીપણું અટકાવનારી મંડળી તરફથી બહાર પડેલું છે. કવિતા અસરકારક છે.

**શાસ્ત્રી કાળીદાસ ગોવિંદજી.**

મુંબઈ, તા૦ ૪ થી સપટેમ્બર સને ૧૮૯૬.

---

## વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજીનું મત.

પશુ–હક રક્ષક આ નામનું કવિતાનું પુસ્તક મુંબઇની જાનવરો ઉપરનું ઘાતકીપણું અટકાવનારી મંડળી તરફથી અભિપ્રાય માટે મને મળેલું છે. એ પુસ્તક એ મંડળીએ રૂપિયા ત્રણસોનું ઇનામ આપી તારાપોરવાળા મી૦ દાદી એદલજી પાસે ખાસ રચાવેલું છે. એની અંદર પશુઓનું ઉપયોગીપણું, તેનાપર થતો જુલમ અને હવે તેનું રક્ષણ કરવાની જરૂરીયાત ઘણી સારી રીતે વર્ણવવાની સાથે પ્રસંગે પ્રસંગના ચિતાર પણ સારી રીતે ખડા કરવામાં આવ્યા છે. કવિતાની શૈલી તેમના હમેશના મહાવરા કરતાં પણ આ પુસ્તકમાં ઉમદા નજરે પડે છે, એ ઘણી આનંદની વાત છે. પશુ–હક રક્ષકનો આ પહેલો ભાગ વાંચવાથી મનમાં સહજ પ્રેરણા થાય છે કે બીજો ભાગ પણ એ મંડળી એજ ગ્રહસ્થની પાસે રચાવશે તો તેથી ધારેલો હેતુ જોઇએ તેવી રીતે પાર પડશે.

MANISHANKER GOVINDJI VAIDHSHASTRI.

---

## મી૦ કૃષ્ણલાલ ઝવેરીનો અભિપ્રાય.

મુંબઈ માર્કેટ પોસ્ટ.

તા૦ ૫ મી સપટેમ્બર સને ૧૮૯૬.

**મેહેરબાન સાહેબ,**

“ પશુ–હક રક્ષક ” નામનું પુસ્તક આપના તરફથી ભેટ આવ્યું તે ઉપકાર સાથે કબુલ કરૂંછું. * * * * *

કેટલાંએક ગીતો જેવાં કે પાને ૨૭ મે "ટટ્ટુ વિશે" પાને ૫૬ મે "ચાલો સજની" વગેરે ઘણાં સારાં છે ને તેજ ઢાટપર આખું પુસ્તક લખાવું જોઇતું હતું. * * * * * *

વિચારો બહુજ સારા છે, સરળ છે, ને નાના મોટા દરેકનાં મનમાં ઝટ ઉતરી જાય તેવા છે. માટે તે વિષે હું મી૦ દાદીનાં વખાણ કરૂં છું.

લા૦ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીની સલામ.

---

## વેટરીનરી સરજયન પટેલનું મત.

કાલકાદેવી રોડ,

વેટરીનરી ધનફરમરી.

તા૦ ૭ મી સપટેમ્બર સને ૧૮૯૬.

**ભાઇજી સાહેબ દાદી એ. તારાપોરવાળા જોગ.**

મારા અદના અભીપ્રાય અર્થે "પશુ–હક રક્ષક" નામનો તમારો સંગીત નીબંધ મને મળ્યો છે.

મુગાં જાનવરો ઉપર ગુજરતું ઘાટકીપણું અટકાવવા માટે મી૦ કે. એમ. શરાફ મુંબઇ શેહેરમાંજ નહીં, પણ આખાં હીંદુસ્તાનમાં જાણીતા થઇ ચુકયા છે. મુગાં જાનવરોની દાજ હૈડે ધરી પોતાના તન, મન અને ધનથી દેશની સેવા મારા એ લાયકીવાળા મીત્ર જે આજ મુદત થઇ બજાવતા રહ્યા છે, તે માટે ખરેખર મુંબઇ નગરી એવણને આભારી છે. એ ઉમંગી ગ્રહસ્થની ખંતીલી કોશેશથી આપણ એક સર્વેથી સરસ જાનવરોની ઇસપીટાલ, જાનવરો ઉપર ગુજરતું ઘાટકીપણું અટકાવનારી મંડળી, અને આખાં હીંદુસ્તાનમાં એક પુરી 'વેટરીનરી કાલેજ' જેવાં ઉમદા ખાતાં મેળવવાને નસીબવંત થયા છૈયે. મુગાં જાનવરોના એક પ્રતીનીધી તરીકે મી૦ શરાફને આજ મુદત થઇ એક મીત્ર તરીકે પીછાણવાનું હું માન ધરાઉં છું, અને તે મુદતના અરસામાં મને એમની જાનવરો તરફની દયાળુ લાગણીનો જે અનુભવ છે તે ઉપરથી કહી શકું છું કે મી૦ શરાફ જેવી જાનવરો તરફ દયાળુ લાગણીથી જોનારા શેહેરીઓ મુંબઇમાં ઘણાજ થોડા માલમ પડયા છે. તમારો આ સંગીત નીબંધ મી૦ શરાફની એક બીલકુલ નવી યોજનાનું ફળ છે, એમ કહેવામાં હું જરાખી સહરાગાત કરતો નથી.

દેશી ગાયન વીધ્યાના એક બહુ પુરાના શોકીન અને અભ્યાસી તરીકે ગાયનો તરફ હું ઘણો ભાવ રાખું છું. તમારા નીબંધમાં સમાવેલાં ગાયનો મેં ચીપીચીપી તપાસ્યાં છે, અને લગભગ સર્વે ગાયનો મેં મારા સાજ સાથ ગાઇ પણ જોયાં છે. મને તેમ કીધા માલમ પડયું કે ગાયનોની જોડની પીંગળના કાયદા પ્રમાણે થઇ છે અને તાલ લઇ ગાતાં સેહેજબી ખટકો કે હડકાટ ગાનારને લાગતા નથી. રસ્વ અને દીર્ઘ પણ માત્રાનો હીસાબ લેતાં બંધ બેસતાં લાગે છે. ઇબારત સાદી અને સરલ તથા સેહેલી છે, જેથી જવાન બાળકો તેમજ અભ્યાસીઓને ઝટ સમજ પડે એમ લાગે છે. તમારા આ નીબંધ માહેલાં ઘણાખરાં ગાયનો લોકપ્રીય થશે એવી હું ખાતરી રાખું છું, કેમકે કેટલીક રાહો નાનાં તેમજ મોટાં ખુશીથી ગાએ એવી પસંદ કરેલી છે. હું એવી સુચના કરવાની રજા લેઉં છું કે અતરેની સર્વે સ્કુલો, જયાં દેશી ગાયનોની તાલીમ કોઇ લેબાશુ મેહેતાજીઓ પાસથી અપાતી હોય, અને જયાં ભલતાં કચરા જેવાં ગાયનો શીખવવા ઉપર મેહેનત લેવાતી હોય, ત્યાં આ "પશુ–હક રક્ષક" એક "ટેક્ષત બુક" તરીકે જો નેમાય તો તે વધારે ઠીક થઇ પડશે; અને એમ જો થશે તો "પશુ–હક રક્ષક" ના બીજા ભાગની મી० શરાફને જરૂર પડશે. મી० શરાફે લીધેલી અથાગ મેહેનત માટે તેઓને જાબજા તારીફ ઘટે છે, અને હું ઇચ્છું છું કે જેવો દીલગુરદો મુગાં જાનવરોની દાજ હૈડે ધરી એવાએ આજ સુધી દેખાડયો છે, તેવો સર્વે કોઈ એ લાચાર, નીરાધાર અને નીરદોશ વાચ્યા વગરના જાનવરો તરફ દેખાડે.

તમારા આ સંગીત નીબંધની હું દરેક ફત્તેહ ઇચ્છું છું.

લા० દુવાગીર,

**દી० એન० પટેલ.**

જી. બી. વી. સી.

---

## પંડિત ગટ્ટુલાલજીનો અભિપ્રાય.

ભૂલેશ્વર, "વિદ્યા લક્ષ્મી" પાઠશાળા.

મુંબઇ, તા० ૧૩ મી સપટેમ્બર ૧૮૯૬.

**મહેરબાન કે. એમ. શરાફ એસ્કવાયર,**

સેક્રેટરી, જાનવરો ઉપરનું ઘાતકીપણું અટકાવનારી મંડળી,

મુંબઇ જોગ.

**સાહેબ,**

સલામ સાથે વિનંતી—મી० દાદી એદલજી તારાપોરવાળા તરફથી, આપની મંડળીએ રચાવેલો "પશુ–હક રક્ષક ભાગ ૧ લો" એ નામનો રસાલો ભારતમાર્તંડ ગટ્ટુલાલજી ઘનશ્યામજીના તરફ

ગયા માસમાં મોકલવામાં આવ્યો છે.

મંડળીનો હેતુ અને યત્ન સ્તુત્ય છે. એથી આ–લોક પર–લોક બેઉ સુધરે એમ છે. ગદ્ય લેખ કરતાં પદ્ય માણસના મનપર વધારે અને સચોટ અસર કરે છે. તેમાં પણ જુદી જુદી રાગણી, રાહ, છંદ, વૃત્ત અને ગરબાની પસંદગી ઠીક કરી છે. ✠ ✠ ✠ કીમત નામનીજ રાખેલી હોવાથી સૌ કોઇ એનો લાભ લઇ શકે તેમ છે. શાળાના શિક્ષકો "પ્રસ્તાવના"નો અમલ કરે તો બેશક હાલ જે કાવ્ય–ગ્રંથોપર લોકોને અભાવ થવા માંડયો છે, તેનું પણ ઉજજીવન થવાનો તથા મંડળીની નેમ બાળકોના મનપર ઠસાવવાનો એમ બેઉ હેતુ "એક પંથ દો કાજ" ની પેઠે સાથે સરશે.

હુકમથી,

**લા૦ વિઠ્ઠલ રાજારામ દલાલ,**

**પં. ગટ્ટુલાલજીના પ્રાઇવેટ સેક્રેટરી.**

---

## મી૦ બેદવારનું મત.

"સ્વીસ લૉડજ"

ખંબાલા હીલ, આર્ટ–સ્ટૂડિયો.

મુંબાઇ, તા૦ ૧૫-૯-૧૮૯૬.

મહેરબાન બાઇજી સાહેબ,

**દાદાભાઇ એદલજી તારાપોરવાળા.**

આપ મહેરબાને "પશુ–હક રક્ષક" નામનું ચોપાન્યું ભેટ મોકલવાનું જે મને માન આપ્યું છે તે માટે આપનો આભાર માનું છું.

એ ચોપાંન્યાની અગત્યતા તે માહેલા દર્શાવેલા ઉમદા વિચાર અને કવિતાની ભાષા તથા જોડની વિષે આપ માહરો અભિપ્રાય માંગોછો તે વિષે માહરી અરજ એ છે કે કવિતા વિષે જેટલું આપ ધારતા હશો તેટલું જ્ઞાન મહને નથી, તોપણ થોડોક અનુભવ હોવાથી કહી શકું છું કે જોડણી ઘણી ઉમદા, સરળ અને ઝમકવાળી છે. –તોડ અને તુતકની ખાંમીઓનો સમુળગો આ સમાવેશમાં નાશ છે.

ખરી વખાંણ અને સ્તુતીને લાયક આ "પશુ–હક રક્ષક"ના લખાવનાર અને લખનારના હેતુનો મુળ પાયો "દયા" ઉપરજ રચાયલો હોવે, તે નિસંશય હૃદયમાં લાગણીનાં વહેતા ઝરાને પુરજોર કરે છે. ફક્ત એ પરમાર્થિ હેતુ માટે બેજ બોલ–**શાબાશ આફરીન!**

આ કાવ્ય રૂપી નિબંધમાં—ન્હાના તેમજ મોટાંઓ માટે જુદાં જુદાં લાયક મથાલાં હેઠલ રચેલી રચનામાં દર્શાવેલા ઉમ્દા વિચારમાં વેહેતી કવિતા અને કલ્પના—શક્તી માટે મારી તારીફનો અદનાં પોકાર નહિ સરખો છે. દયા માનવીના જીગરમાં કેવી જોઈએ, મુગાં પશુઓનું રક્ષણ એ મહાં પુન્ય તે શું—એ સંધું આપની કવિતામાં એવી તો સરસ રીતે મનપર અસર કરે એવા પ્રકારમાં સિંગારવામાં આવ્યું છે કે એ પુસતકનું "પશુ—હક રક્ષક" નામ આપવામાં કશી સહરાગાત જેવું નથી. આપના વિદ્વતા ભરેલા ઉમદા, ખાલેસ અને દયાળુ સ્વભાવ માટે આપને અને આપના મિત્રોને સંતોશ માનવો સજાવાર છે. આ શુભ કાર્યને હાથ ધરી ફતેહથી પાર ઉતારવા માટે મુબારકબાદી પ્રગ્ટી એ પુસ્તકનાં રૂડા ઉપ્યોગ વિષે ઘણી આશા રાખી ઉંચું મત ધરાવતો—

હું છું, આપનો આજ્ઞાકિંત સેવક

**શાહપુર નોશીરવાન ભેદવાર.**

---

## મી૦ કરકરિયાનું મત.

**"પશુ—હક રક્ષક"** ચોપડી રચાવવા અને બહાર પાડવાનો વીચાર ઘણો શ્રેષ્ટ છે; અને એથી બાળકો અને જુવાન વીધ્યારથીઓ, જેઓના હાથમાં એ મુકવામાં આવનાર છે અને જેઓને માટે એ ખાસ રચવામાં આવી છે, તેઓ પર ઘણી સારીજ અસર થશે. નીશાળે શીખતાં બચ્ચાંઓના કુમળાં ભેજાં પર જે અસર થાય તે તેઓ કવચીતજ પછવાડેથી ભુલી જાય છે; અને પશુઓના હક અને તેમની માણસ જાતની સેવા તથા માણસ જાતની તેઓ તરફની ફરજો તેઓ પર બરાબર ઠસાવવામાં આવે તો આખરે મોટો ફાયદોજ થયા વગર રહે નહી. આ આખી ચોપડી પશુઓને લગતી બાબદોથીજ ભરેલી છે, પણ જો જાનવર ઉપર ઘાતકીપણું અટકાવનારી મંડળીના ધુંધી સેક્રેટરી મી૦ કે. એમ. શરાફ, જેવણને આ ચોપડી પોતાની હસતી માટે આભારી છે, તેવણ કેળવણી ખાતાંના વડાના ધ્યાન પર લાવી નીશાળે ચાલતી વાંચવાની ચોપડીઓની માળામાં પણ એમાના થોડાક પાઠો દાખલ કરાવે, તો એનું ઉપયોગીપણું અતીસે વધી જાય. નાનપણમાં નીશાળે શીખેલી કવીતાંઓ હજુર મારી યાદમાં રમે છે, જ્યારે બીજું બધું તે વખતનું શીખેલું લગભગ વીસરાઇ ગયું છે. "સારી ચોપડીઓ શોભાય," "પોપટ બેઠો પાંજરે," વગેરે ક. દ. ડા. ની વખણાયલી કવીતાઓ હજુર મને

તેમજ સર્વેને મોઢે તાજી છે, બલકે તે વીસરાવી મુશકેલ છે. તેમજ આ ચોપડીની નાદર કવીતાઓ બાળકોનાં મનમાં એક વખત ઠસાવવામાં આવી તો તે વીસરાવી મુશકેલ થશે, અને તેની ઉમદા અસર તેઓની જીંદગી સુધી રહી જશે.

મી૦ દાદી એદલજી તારાપોરવાળાને એ રચવા માટે ખરેજ તારીફ ઘટે છે. તેઓએ ડહાપણ અને જ્ઞાન, રમુજ અને મજાહ સાથ બહુ સારા પ્રમાણમાં ભેળીને વાંચનારની સનમુખ મુક્યું છે. Utile cum dulci એટલે "ઉપયોગીપણાંની સાથે મધુરતા" એ આ ચોપડીનો મુદ્રા લેખ કહેવાઈ શકાય. મેં એ આખી ચોપડી મારાં બીજાં કામની રોકાણ છતાં હરખ અને ઉલટથી વાંચી છે, અને બીજા જેવોનાં હાથમાં જશે તેઓ પણ એવાજ હરખ અને ઉલટથી વાંચશે એવી ખાતરી રખાય. અકસર કરીને જે કુમળાં મગજો માટે એ ખાસ રચવામાં આવી છે તેઓને માટે તો એ ઘણી બંધબેસતી દીસે છે. કંઇક રમુજી ટુચકાઓ તો વળી કંઇક ગંભીર નસીહતો અને વળી થોડીક સેહેલ ફીલસુફી એ સઘળું એમાં સમાવ્યામાં આવ્યું છે, અને ખરેજ એ પોતાની નેમ બર લાવશે. મી૦ શરાફે ગયે વર્ષે નીશાળના છોકરા—છોકરીઓ પાસે હરીફાઈમાં ઇનામના રસાલાઓ લખાવી જે શેવા પશુઓની તેમજ માણસજાતની બજાવી છે તેવા રસાલાઓ હું આશા રાખું છું કે એવણ આ વર્ષે તેમજ દર વર્ષે લખાવવાનું ચાલુ રાખશે. તેમાં આ ચોપડી રચાવી પ્રગટ કરાવીને વધારો કર્યો છે, જે માટે એવણનો ખરેજ આભાર માનવો ઘટે છે. મી૦ દાદી તારાપોરવાળા, જેવણ ગુજરાતી ભાષામાં સારૂ સાહીત્ય વધારવાની તારીફ લાયક કોશેસો માટે જાણીતા છે, તેવણને પણ મી૦ શરાફના વીચારને ઊંચકી લઇ આવી ઉપયોગી અને દીલ પસંદ ચોપડી રચવા માટે અને જાનવરોને લગતાં બહુજ ન્હાનાં ગુજરાતી સાહીત્યમાં વધારો કરવા માટે મુબારકબાદી ઘટે છે.

રૂસતમજી પે૦ કરકરયા.

---

## મી૦ દેલવાડાકરનો અભિપ્રાય.

### મનહર.

પુસ્તક પ્રશંસનિય "પશુ હક્ક રક્ષક"નું,
પ્રસિદ્ધ નિહાળ્યું પૂર્ણ પ્રેમ થકી આજ મેં;
નિર્દોષ બિચારાં નાનાં મોટાં મુગાં પ્રાણિઓના,
હક્ક જાળવવા માટે પ્રગટયું સુકાજ એ;
જેના વડે જગ જયશાળી, જોમવાળો થાય,
દુધ, દહિ, ઘી, દધને ખેડી દે અનાજ તે;
તેનો હક્ક જાળવવો, ધર્મ માનવ તણો એ,
"ગોપાળજી" સંભાળો તે હક્ક જગ કાજ એ.

### દોહરા.

પુસ્તક રચના છે રૂડી, જેમ આભમાં ચંદ્ર;
વિષય, વાણી ને વાકય છે, જેમ ભૂપમાં ઇંદ્ર.
મધુકર શોધે કમળને, કમળ ન ખેંચે તેહ;
મધુર વાણી જન ખેંચશે, રચના રૂડી એહ.
સફળ થયો કર્ત્તા સદા, કાવ્ય–ગ્રંથમાં આજ;
વિજય વધો એ વિષયનો, તપો ધર્મનું રાજ.

### કુંડળિયો.

પશુ હક્ક રક્ષક મંડળી, ભાગ્યશાળી ભરપૂર,
કુદરતની કારગીરી, સંભાળે ધરી શૂર;
સંભાળે ધરી શૂર, નૂરમાં ન આવે ખામી,
કરતાં ફરજ અદાય, કષ્ટ, પ્રાણી દે વામી;
ભવિષ્ય જેતું સત્ય, જો તું આ જન્મ કુંડળી;
ભાગ્યશાળી ભરપુર, પશુ હક્ક રક્ષક મંડળી.

ભૂલેશ્વર રોડ.
તા૦ ૧–૧૦–૯૬.

સેવક,
ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર